# મેઘદૂત.

(અસલ સંસ્કૃત ઉપરથી)

અનુકરણ કરનાર.

મણિશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.

(સોખડાવાળા)



પ્રગટ કર્તા.

લલ્લુભાઈ. એચ. એન્ડ. સન્સ.

# મેઘદૂત.

શ્રીમન્મહાકવિ કાલિદાસનું રચેલ.

તે.

[ મૂળ સંસ્કૃત ઉપરથી ]

ગુજરાતી ભાષામાં.

આયુર્વેદી મહાશંકર લલ્લુભાઈ ભટ્ટ.

સોખડાવાળાએ.

રચ્યું.

તે.

પ્રગટ કરનાર.

લલ્લુભાઈ. એચ. એન્ડ સન્સ.

મુ. સોખડા. સ્ટેટ. વડોદરા.

ઈ. સ. ૧૮૯૬    સંવત. ૧૯૫૨

# અર્પણ પત્રિકા.

---

ઉદાર ચરિત્ અને રસજ્ઞવિર!!
દરબાર શ્રી અમરસિંહજી

મુ. ગઢાલી

મહાશય!

આપ સાહેબ વિદ્યાવિલાસી હોવાની સાથે વિદ્યા વિનોદને ઉત્તમ માની ગ્રંથકર્ત્તાઓને હરહમેશ ઉમદા આશ્રય આપો છો. મ્હાન કવિઓનાં રચેલાં મ્હાન સંસ્કૃત પુસ્તકોનો ગુર્જર ભાષામાં પ્રચાર થએલો જોવાની હરહમેશ ઉત્કંઠા ધરાવો છો. અને તેવા ગ્રંથોને બહાર પડેથી ઉદાર આશ્રય આપી તન મન ધનથી મદદ કરો છો. વગેરે આપના સદ્ગુણોની ખ્યાતિથી મોહીત થઈ આ **મહાન કવિ શ્રી કાલિદાસ કૃત "મેઘદૂત"** નું આપથી જાણીતા એક ગુર્જર **રસજ્ઞ સાક્ષર વિરને હાથે થયેલું સરળ ગુજરાતી ભાષાન્તર** તેમની ભલામણથી આપ નામદાર સાહેબને અર્પણ કરીએ છીએ તો તે સ્વિકારશોજી.

| | |
|---|---|
| મું. સોખડા સ્ટેટ વડોદરા ગુજરાત કાર્તિક શુદી. ૧ શુક્રવાર નવું વર્ષ સંવત ૧૯૫૩ | લી- સેવકો- લલ્લુભાઈ. એચ એન્ડ સન્સ- પ્રસિદ્ધ કર્તા- |



આ પુસ્તક તથા આયુર્વેદી મહાશંકર લલ્લુ ભાઇ ભટ્ટનાં બનાવેલ પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

સોખડા સ્ટેટ વડોદરા—લલુભાઈ. એચ. સન્સની કુંપની
ડાકોર.—વ્યાપારી મંડળના સરસ્વતિ ભવનમાં.
મુંબાઈ.—રામદાસ કાસીદાસની કુંપની.
,, એન. એમ. એન્ડ કુંપની. કાલબાદેવી રોડ.
,, જેઠારામ મુકન્દજી કાલબાદેવી રોડ.
,, વસનજી પરમાનદ ચાહેવાળા કાલદેવી રોડ
વડોદરા—મેશર્સ દોલતરામ મગનલાલની કુંપની. લ્હેરીપુરા રોડ.
પાદરા—બુકસેલર. મણિલાલ ત્રિભોવનદાસ.
જુનાગઢ—પારેખ ગોવિંદજી નાનજી બુકસેલર.
પેટલાદ—પારસમણિ પ્રેસ.



# પ્રસ્તાવના.

**"હાથના કંકણને જોવાને આરસીની શી જરૂર છે?"** દેશ પરદેશના વિદ્વાનોનાં મનને ચકિત કરનારૂં **શ્રીમન્ મ્હાકવિ કાળિદાસનું** નાંમ ભાગ્યેજ કોઈથી અજાણ્યું હશે. આ લઘુ પુસ્તક તેજ મહાકવિની કૃતિછે. મૂળ સં. સ્કૃત ઉપરથી તેનું ગુજરાતી ભાષાંન્તર મારા તરફથી થએલુંછે. કોઈ કહેશેકે આવા નાનકડા પુસ્તકનું ભાષાન્તર કરવાનું તે શું પ્રયોજન હશે ? આવો પ્રશ્ન પૂછનારને બીજો ઉત્તર નહિ આપતાં એજ મ્હાન કવિના " **અભિજ્ઞાન શકુંતલ નાટક** " નું ગુજરાતી ભાષાન્તર વિદ્વાન—સાક્ષર મિ. ઝવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિકે કીધેલું છે અને તેની પ્રસ્તાવનામાં તેઓ એજ મહાન્ કવિના આ પુસ્તક બાબત જે લખેછે તેજ વાંચવાની ભલામણ કરવી એજ બસ છે. તેઓ **મેઘદૂત** વિષે લખેછે કેઃ—

આ કાવ્યને સંસ્કૃતમાં खंडकाव्य કહે છે. તેનું કારણ કે એ ન્હાનું કાવ્ય છે. ન્હાનું તો છે પણ કવિત્વ શક્તિના કોઈ અપૂર્વ ગુણથી એ કાવ્ય એટલું તો રમણિય થએલુંછે કે બીજાં મહાકાવ્ય પણ એના મોડા આગળ ફીકાં પડે છે બીજું તો શું કહેવું પણ કાલિદાસના બાકીના સર્વ ગ્રંથ ડૂબી ગયા હત અને માત્ર આ ન્હાનુ કાવ્ય પાછળ રહ્યું હત તોપણ કવિ મંડળમાં આ કાવ્યને લીધે કાલિદાસની ઉચ્ચ સ્થાને ગણના થાત એમાં સંદેહ નથી. કાવ્યનો વિષય જોઈએ તો ઘણું કરીને સંસારમાં અનેક પ્રકારના પ્રસંગ સામાન્ય રીતિયે નજરે પડે છે તેવા તથા સૃષ્ટિના ચમત્કાર હોય છે ત્હેનું હાએ હુબ વર્ણન કરવું. એ કાંઈ સ્હેજ સ્હાજ કવિત્વ શકિતનું કા-

મ નથી. કારણ જે ઠેકાણે માત્ર મનનીજ શક્તિ ચાલી શકે છે; જે વાત ઇન્દ્રિયોની શક્તિથી પાર છે તે ઠેકાણે કલ્પનાની સૃષ્ટિમાં ખરા કવિઓજ વિહાર કરે છે, જેમ શેક્સ્પિયરનું ' મિડસમર નાઈટ્સડ્રીમ; છે. જેમ મિલ્ટનનું ' પેરો ડાઈઝ લાસ્ટ ' છે તેમજ કાલિદાસનું " **મેઘદૂત** " એ કલ્પનાની અદ્‌ભુત સૃષ્ટિ છે એમ જાણવું.

* * * * * * * *

" **મેઘદૂત** " નું ભાષાન્તર ઇંગ્લિશ કવિતામાં પ્રોફેસર હારેસ વિલ્સને કર્યું છે. "

આવું મોહક પુસ્તક હોવાથી તે તરફ કોની વૃત્તિ ન આકર્ષાય ? સ્વાભાવિક રીતે દરેક વિદ્વાન પુરૂષનું ચિત્ત આવા કાવ્ય તરફ સ્વાભાવિક રીતેજ આકર્ષાયા સિવાય રહેતું નથી. મને પણ તેમજ થયું. ઘણી વખત આ મ્હાન કાવ્યનું (સંસ્કૃત ભાષામાં) અધ્યયન કરતો મ્હને જોઇને મ્હારા એક મિત્રે મ્હને સહજ પ્રશ્ન પૂછ્યો કે એ શું છે ? હમેશાં ત્હમે એ પુસ્તકમાં શું વાંચો છો ? મ્હે ત્હેને ધિરજથી જવાબ આપ્યો કે " એ મ્હાન કવિશ્રી કાલિદાસ વિરચિત્ " મેઘદૂત " છે અને તે ઘણુ ઉત્તમ કાવ્ય ગણાય છે ! ! આ ઉત્તર સાંભળીને સંસ્કૃત ભાષાથી અજાણ મ્હારા તે મિત્રની ઇચ્છાથી મ્હેં ત્હેને એક બે શ્લોકના અર્થ સમજાવ્યા અને તેથી સંસ્કૃતથી અજાણ પણ ગુજરાતી ભાષાથી સંપૂર્ણ જાણીતા મ્હારા તે મિત્રે આ પુસ્તકનું સઘળું ગુજરાતી ભાષાન્તર મ્હારી પાસેથી માગ્યુ તે ઉપરથી મ્હેં તેને શુદ્ધ ગુજરાતી ભાષામાં સારી રીતે સમજી શકાય તેવી સરળતામાં આ ઉત્તમ કાવ્યનુ ગુજરાતીમાં ગદ્ય ભાષાન્તર કરીને આપ્યું અને તે આજે ઘણા ગુજરાતી જાણનારા પણ સંસ્કૃતથી અજાણ રહેલાઓને

માટે એક સદ્‌ગૃહસ્થે છપાવવાની માગણી કરવાથી મ્હે ખુશીથી છપાવવાની પરવાનગી આપી છે.

આ ન્હાના કાવ્યનો સાર નીચે પ્રમાણે છે:—

કુબેરના ચાકર એક યક્ષને એક દિવસે કાંઈ ગુન્હાસર તેના સ્વામિએ શાપ દીધો કે "તું બાર માસ સુધી એકલોજ પરદેશમાં રહેજે" આ શાપ ઉપરથી તેને ચિત્રકુટ પર્વતઉપર રહેવાની જરૂર પડી છે. ઘણા દિવસ રહ્યા પછી જ્યારે અશાડ મહિનો આવે છે ત્યારે તે યક્ષ કામાતુર થાય છે અને પોતાની પ્રિયાને મળવાની અતિ ઉત્કંઠા ધરાવે છે. પછી પોતાના મનમાં વાદળાં—મેઘ સાથે સદેશો મોકલવાનો વિચાર આવે છે અને તે પ્રમાણે તે પ્રિતિના પાસમાં સપડાઇ વિયોગથી મુર્ખ બની જઈ મેઘ તે સંદેશો લઇ જવા યોગ્ય છે કે કેમ ? તેનો વિચાર કર્યા સિવાય ત્હેને પોતાનો મિત્ર કલ્પિ સંદેશો મોકલે છે પછી તે મેઘને પોતાને ત્યાં કયે કયે રસ્તે થઈને જવાનું છે તે બતાવી રસ્તામાં આવતાં સ્થળોનું ઉત્તમ પ્રકારે વર્ણન કરે છે તથા છેવટે પોતાની પ્રિયાને જઇ મેઘે શું કહેવું તે તેના તરફથી કહેવામાં આવે છે—આ કાવ્યમાં—આવા ટુંકા કાવ્યમાં આટલું વર્ણન પણ ઘણી સરસ રીતે કીધેલું છે. તે વાંચવાથી સ્હજ જણાશે.

મ્હારા તરફથી બનતા પ્રયાસે શુદ્ધ અને સરળ ભાષાન્તર કરવા લક્ષ આપવામાં આવ્યુ છે તોપણ શ્રિમન્ મ્હાકવિ કાલિદાસ કયાં ? અને હું અલ્પ શક્તિવાળો તેમના તેવા પુસ્તકનું અનુકરણ કરનારો કયાં ? જેવી રીતે એ બેમાં આકાશ અવનિનો ફેર છે તેવીજ રીતે મૂળ સસ્કૃત અને આ ગુજરાતી ભાષાન્તરમાં પણ વખતે ફેર હશે છતાં

પણ મ્હારાથી તે ઉમદા પુસ્તકનું ભાષાન્તર કરાઇ ગયુ અને છાપવાની માગણી થતાં તે પબ્લિકમાં મુકવાની પરવાનગી પણ અપાઈ ગઈ !!

આ પુસ્તકમાં મૂળ સંસ્કૃત સાથે સરખાવતાં કાંઈ દોષ માલુમ પડે તો તે વિદ્વાનજન સમુહ તરફથી સુચના સહ ક્ષમા બક્ષવાની કૃપા થશે એવી આશા છે.

મુ. સાવલી
સ્ટેટ વડોદરા
દિપોત્સવિ
સંવત ૧૯૫૩

લી.
આયુર્વેદી.
મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ.
( સોખડાવાળા. )
સુબોધ સૂર્યોદય ઓફિસ અને વ્યાધિ વિદારણ ઔષધાલય.

## श्लोक.

कविः करोति काव्यणि ।
रसं जानंति पंडिताः ॥
कामिन्याः कूच काठिन्यं ।
पति जानोति नो पिताः ॥

# મેઘદૂત.

શ્રીમહાન્ કવિશ્રી કાળીદાસકૃત સંસ્કૃત મેઘદૂત

આધારે.

( ગુજરાતી ભાષામાં)



पुष्पेषु चंपा नगरीषु लंका,
भार्यासु रंभा पुरुषेषु विष्णुः ॥
नदीषु गंगा नृपतिषु रामः
काव्येषु माघः कवि कालिदासः ॥१॥

# પૂર્વમેઘ.



દેવ યોનિમાં જન્મ પામેલો કોઇ એક યક્ષ કુબેરના ક્રોધને પાત્ર થવાથી પોતાની સ્ત્રીનાથી એક વર્ષ સુધી દૂર રહેવા રૂપ શ્રાપ પામ્યો હતો; તેથી તે યક્ષ પોતાની પરમપ્રિય સ્ત્રીનાથી દૂર એક પર્વત ઉપર કે જે પર્વત એક વખત રામાવતારમાં સીતા અને લક્ષ્મણ સહ રામનું નિવાસ સ્થાન બન્યો હતો; તે ચિત્રકુટ નામના પર્વત ઉપર રહીને પોતાની વ્હાલી પ્રિયાનો વિયોગ સહન કરતો હતો. એ પર્વત—ચિત્રકુટ પર્વત ઉપર તે યક્ષે પોતાની પ્રિયાના વિયોગથી પીડા ભોગવતે છતે આઠ માસ દુઃખમાંજ ગાળ્યા તે પછી અસાડ શુદી ૧ને દિવસે પોતાની સ્ત્રીના વિયોગ દુઃખથી કૃસ-દુર્બળ થયેલા તે યક્ષે મદોન્મત હાથીના જેવો તે ચિત્રકુટ પર્વતને ભેટતો મેઘ જોયો

" વર્ષાકાળમાં દરેક સ્ત્રી પુરૂષ વધારે કામાતુર થાય છે " એ નિયમાનુંસાર ચિત્રકુટ ઉપર ચઢી આવેલા મેઘને જોઇને તે કુબેરનો અનુચર યક્ષ કે જે પોતાની પ્રિયાને મળવાને અતિ આતુર છે તે વિરહ વ્યથાથી અતિ વ્યાકુળ થયેલો હોવાથી ઘણા ઘણા પ્રયત્ને કરીને તે ચઢી આવેલા મેઘના સામો ઉભો રહીને ઘણીવાર સુધી વિચાર કરે છે કેઃ—

" વર્ષાઋતુમાં મેઘનું દર્શન થવાથી હમેશાં સ્ત્રીઆદિ પોતાના કુટુંબમાં સુખરૂપ રહેનારા સુખી મનુષ્યનું ચિત્ત પણ વ્યાકુળ થયા સિવાય રહેતુ નથી તો પછી મ્હારા જેવા હમેશાં સ્વપ્રિયાના કંઠેજ વળગી રહેવાની ઇચ્છા ધરાવનારા પરંતુ દૂર દેશમાં વસનારા વિરહી પુરૂષના દુઃખની તો શીમાજ શી? અરે! એ દુઃખજ અગાધ છે. વિરહી પુરૂષને આવે પ્રસંગે પ્રિયાના વિયોગ જન્ય બીજુ શું વધારે દુઃખ હોય? કાંઇજ નહિ.

ઉપર પ્રમાણે વર્ષાકાળની શરૂઆતથીજ તે યક્ષ હમેશાં એવાને એવાજ વિચારમાં દુઃખદ વિરહ વ્યથાથી મહા મહા કષ્ટે કરીને પોતાનો વખત કાઢતો હતો. એમ દુઃખના દિવસો એક પછી એક વ્યતિત કરતાં કરતાં છેવટે જ્યારે શ્રાવણ માસ નજીક આવ્યો ત્યારે પોતે અનેક તર્ક વિતર્કની સાથે વિચાર કરે છે કે " જેવી રીતે હું વિરહ વેદનાથી પીડાઉંછું તેવીજ રીતે મ્હારી પ્રિયા પણ મ્હારા વિયોગ દુઃખથી પીડાતી હશે; માટે આ પર્વતે જેને નવિન ઉત્પન્ન થએલાં પુષ્પો વડે અર્ઘ્ય આપીને પૂજેલો છે એવો એ મેઘ મારે ઘેર જઇને મ્હારી પ્રિયાને મારૂં સ્વકુશળ વૃતાંત પહોચાડીને ત્યાંના શુભ સમાચાર લાવી આપશે!! " એવું વિચારતો તે યક્ષ, " કામાતુર મનુષ્યો ચેતન અને અચેતન વસ્તુઓમાં મૂર્ખતા દર્શાવે છે એ નિયમાનુંસાર ધૂમાડો, તેજ, જળ, અને પવન એ સઘળાના સમૂહ રૂપ મેઘ ક્યાં? અને સમર્થ ઇંદ્રિયોવાળા મનુષ્યની સાથે મોકલવા યોગ્ય સંદેશો ક્યાં? તેનો વિચાર નહિ કરતાં તે યક્ષ મેઘને પ્રેમાળ વચનોથી કુશળાગમન પૂછે છે કેઃ—

હે મેઘા ત્રિભુવનમાં વિખ્યાત, અને પુષ્કરાવર્તકોના* વંશમાં પેદા થએલા ઇચ્છાધિન શરીરથી જ્યાં ધારૂં ત્યાં જઈ શકું એવા સામર્થ્યવાળો હોવાથી હું તને ઇન્દ્રનો પ્રધાન પુરૂષ માનુંછું; અને તેથી કરીને નસિબાધિન થઈને વિયોગી બનેલો હું ત્હારી ઉત્તમતા જાણીને તથા ત્હને અધિક ગુણવાન માનીને ત્હારી પાસે ત્હારો યાચક—ભિખારી—માગણ રૂપ થયોછું

હે પયોદ! તું તાપથી તપેલા—સંતપ્ત પુરૂષોનો રક્ષક છું કેમકે પરદેશમાં રહેતા વિયોગી અને વિરહ તાપથી તપેલા પુરૂષોને, તું આવીને સ્વદેશ પ્રતિ ગમન કરવાનુ સુચવે છે. હું કુબેરના શાપથી મ્હારી પ્રિયાથી છૂટો પડેલોછું માટે તું મ્હારો સંદેશો મ્હારી પ્રિયાની પાસે લઈ જઈને મ્હારો તથા મ્હારી પ્રિયાનો સંતાપ દૂર કર. તું કહીશ કે ત્હારી પ્રિયા ક્યાં છે? તે જાણ્યા સિવાય હું ત્હારો સંદેશો ક્યાં અને કો'ને પહોચાડું? તો હે મિત્રા તે સ્થાન હું ત્હને બતાવુંછું. સાંભળ, બ્હારની વાડી માંહેના ભગવાન ભવાની શંકરના મસ્તકમાં રહેલી ચંદ્રિકાથી ધોળી દેખાતી હવેલીઓવાળી અને યક્ષેશ્વરોના રહેઠાણ વાળી અલકાનગરી છે ત્યાં તું જા; કેમકે તેજ અલકાનગરીમાં મ્હારી પ્રિયાનો નિવાસ છે.

હે મિત્રા તું જઈશ તો જરૂર તને ત્યાં માન મળશે ત્હને આવતો જોઈને વર્ષાઋતુ આવવાથી પરદેશ ગયેલો પોતાનો પતિ ઘેર આવશે એવી આશા વાળી પતિવ્રતા સ્ત્રીઓ—જેનો પતિ પરદેશ ગયેલો છે એવી ભૂર્તૃકાઓ ત્હને આકાશ માર્ગે આવેલો જાણીને ઘણીજ ઉત્કંઠાથી અને

* મેઘની એક જાત છે

હર્ષથી ત્હારા સામું જોઈને નમન પ્રણામ કરશે. કેમકે ત્હારા આગમન છતાં—વર્ષાઋતુ બેઠા છતાં—પણ વિરહ વ્યથાથી પીડાતી પ્રિયાની ત્હારા જેવા પરાધિન સિવાય બીજું કોઈ પણ ઉપેક્ષા—એ દરકારી કરતું નથી.

સ્વભાવિક રીતેજ વાદળાંને જતાં જોઈને તે યક્ષ કહે છે કે હે મિત્ર ! ત્હને સુકન પણ સારા થાય છે. જો સાનુકુળ પવન ત્હને ધિમે ધિમે પ્રેરે છે, તથા ત્હારી ડાબી બાજુએ અભિમાન ધરાવનાર ચાતક પક્ષી પણ મધુર સ્વર કરે છે અને આકાશમાંથી અદ્ધર મેઘ જળ ઝીલીને ગર્ભ ધારણ કરનારી બગલીયો પણ ત્હને સેવતી જણાય છે. *

હે મેઘ મ્હારી પ્રિયાના મર્ણથી કિંવા તેણીના વૃત ભંગથી ત્હારૂં આ પરિઆણ કદિ પણ નિષ્ફળ નિવડવાનું નથી. કેમકે "શાપ પૂરો થયા પછી મ્હારો પતિ આવશે" એવું વિચારીને શેષ—બાકી રહેલા દિવસોની ગણત્રી કરવામાંજ તત્પર, અને તેવી આશામાંજ જીવન ધારણ કરી રહેલી ત્હારી ભાભી કે જે મ્હારી પ્રિયા ત્હેને તું જરૂર અવિચ્છિન ગતિવાળીજોઇશ. શાથીકે આશારૂપ બંધ છે તે સ્ત્રીઓના પ્રેમયુક્ત અને સકોમળ જીવને વિરહાવસ્થાથી પિડીત થઇ છૂટા પડતાં અટકાવી રાખે છે.

હે મેઘ અહીંથી આગળ જતાં રસ્તામાં પણ ઘણા મિત્રો ત્હારૂ સન્માન કરશે. ત્હારી કરેલી ગર્જના કે જે ગર્જના કદળી—કેળ—વાળા પૃથ્વીને સફળ કરવાને શક્તિમાનથાય છે—તે ગર્જના સાંભાળીને માનશરોવર પ્રતિ

---

* આસપળા સુકન સુકન શાસ્ત્ર પ્રમાણે શુભ સુકનની ગણત્રીમાં ગણાય છે.

ઉત્કંઠા ધરાવનાર, અને મૃણાલ કમળના છેદ રૂપ ભાથાવાળા રાજહંસો આકાશ માર્ગે ઠેઠ ત્હારી સાથે કૈલાસ પર્વત સુધી આવીને ત્હને સાહાકારક થઇ પડશે. * માટે હે પ્રિય મિત્ર મેઘ! દરેક વર્ષાઋતુમાં ત્હારો સમાગમ પામીને ઘણા વખતના વિરહથી ઉન્હાં આંસુ મૂકવાથી જાણે ત્હારા પ્રતિ એને ઘણો પ્રેમ હોય એવા જણાતા અને મનુષ્યોએ પૂજવા યોગ્ય તથા મધ્ય ભાગે શ્રી રઘુપતિનાં પગલાં પડેલાં છે એવા ઉત્તમ ત્હારા મિત્ર ચિત્રકુટ પર્વતને "હે મીત્ર! હવે હું જઉં છું" એવી આજ્ઞા માગીને તુ મ્હારે માટે પરિઆણુ શરૂ કર.

હે મિત્ર! હવે ત્હારી મુસાફરીમાં અનુકુળ થઇ પડે એવો માર્ગ હું તને બાતાવું છું તે સાંભળ. અને તે પછી ત્હારી શ્રવણેન્દ્રિને અતિ પ્રિય થઇ પડે એવો મ્હારો સંદેશો સાંભળીને મ્હારા જેવા વિયોગીની ઇચ્છા પૂર્ણ કરવાને મ્હારૂ કહેણુ કબુલ કરીને આગળ જા.

તુ રસ્તાના થાકથી થાકેલો હોવાથી માર્ગમાં જે જે સ્થાને—પર્વત ઉપર વિશ્રામ લઇને તથા નદીઓનુ અતિહલકુ જળ પીને આગળ જઇશ ત્યાં—રસ્તામાં —યુવાન દે-

---

* રાજહંસો માનસરોવરમાં રહે છે અને માનસરોવરમાં વર્ષાકાળ ગયાપછી હીમપડે છે કે જે હીમને લીધે ત્યાં રહેનાર હંસોને એક જાતનો રોગ ઉત્પન્ન થાયછે ત્હેને લીધે વર્ષાકાળ વિત્યા પછી તુરતજ રાજહંસો તે માનસરોવર છોડીને જતા રહે છે, તે પાછા વર્ષાકાળ શરૂ થવાથી પોતાના સ્થાનકે—માનસરોવરમાં—જાય છે તેથી ત્હેની સાથે કલ્પના કરીને મેઘને રસ્તો બતાવવાને સાહાકારક થઈ પડવાને જાણે રાજહંસો સાથે જાય છે એમ અનુમાન કરીને ઉપર પ્રમાણે કહે છે.

વાંગનાઓ"? વાયુ ચિત્રકુટ પર્વતનું શિખર લઇને જાય છે કે શું? એવી શંકાથી ઉંચાં મુખ કરીને હને જોશે. એવા આશ્ચર્ય વાળો તુ. આકાશ માર્ગે હસ્તીની જાડી સુંઢયોના વિસ્તારને નહિ ગણતાં, ઉત્તર દિશા તરફજ ચાલ્યોજજે. આ ચિત્રકુટનાં મોટાં ટેકરાંથી પદ્મરાગ માણુના રંગજેવો જોવા લાયક, જેમ મોરનાં પીછાંથી શ્રી કૃષ્ણ ભગવાનનું શ્યામ શરીર શોભે છે, તેમ હારૂં શરીર ઈંદ્ર ધનુષ્યના કડકાથી સ્ફુરિત થઇને અતિ કાન્તિવાન તથા ઘણી શોભા વાળું થશે.

તે પછી હે મિત્ર! પ્રેમાર્દ્ર ભ્રૂ વિકારોને નહિ સમજનાર જનપદ દેશની સ્ત્રીઓનાં મનને આનંદ આપી, તેમના નેત્રોથી જોવાતો અને સન્માન પામતો માલવ દેશની હળથી ખેડાએલી તથા સુગંધ યુક્ત ભૂમિમાં વૃષ્ટિ કરીને કાંઇક ઉતાવળી ગતિને ધારણ કરતો ફરીને પણ ત્યાંથી હારૂં અલકાનગરી તરફનું પરિઆણ પાછું શરૂ કરજે.

હે મિત્ર! ત્યાંથી આગળ જતાં, રસ્તામાં જળ ધારાએ દાવાગ્નિને સમાવવાથી અને પરિઆણના થાકથી હને થાકેલો જોઇને હેં જેને પ્રથમ ઉપકાર કર્યો છે એવો, ઉંચાશિખર વાળો આમ્રકુટ પર્વત હને વિશ્રાન્તિ અર્થે પોતાના મસ્તક—શિખર— પર બેસાડશે. કેમકે પોતાનો પ્રિયમિત્ર આવ્યાથી એક હલકો જન પણ પોતાના ઉપર કરેલા ઉપકારનોબદલો વાળવાને ચૂકતો નથી, તો પછી આમ્રકુટ જેવો ઉત્તમ પર્વત હારો બદલો વાળવાને વિમુખ બને એમ મનાયજ કેમ?

હે! શ્યામ રંગવાળા મેઘ! જ્યારે તુ એ આમ્રકુટ પર્વતના શિખર ઉપર વિશ્રાન્તિ અર્થે ચઢીશ, તે વખતે પાકેલાં ફળથી શોભાયમાન, અને આંબાનાં વૃક્ષોથી ઢંકાએલો આમ્રકુટ

પર્વત ત્હારા ઉપર ચઢવાથી વચ્ચે કાળો અને બાકીનો ભાગ પીળો હોવાથી જાણે પૃથ્વીનું સ્તન ન હોયા તે પ્રમાણે દેવ લોકોને જોવા લાયક થશે; અને તુ જેમ કોઇ કામી જન થાકી જવાથી કામિનિના કુચ કળસમાં વિશ્રામ લેછે તેવી રીતે વિશ્રામ લેતો જણાઇશ!!

હેમિત્રા વનચરોની વધુઓએ ભોગવેલી અતિ રમણિય કુંજલતાવાળા. એ પર્વત ઉપર ફક્ત એક મુહૂર્ત માત્રજ વિસામો લેજે. (કેમકે ત્હારે મ્હારા જેવા મિત્રનો સદેશો પહોચડવાનો છે તેથી જોતું વધારે વખત રોકાઇશ તો તને સ્વકાર્યમાં અંતરાય આવી વાર લાગશે). અને પછી વૃષ્ટિ કરવાથી ઉતાવળી ગતિને ધારણ કરતો તે પર્વતથી બીજો કેટલોએક માર્ગ ઓળંગીને આગળ જજે. આગળ જતાં પથ્થરોથી અસ્પષ્ઠવિંધાદ્રિના પાયાદમાં ચારે તરફ વહેતી રેવા નદીને, હાથીના શરીરમાં વિવિધ રંગની રચનાઓના કકડા વડે કાઢેલા શણુગારની પેઠે તુ જોઈશ. હે મેધા પર્વત રૂપ હાથીના તીખા રસવાળા મદોથી સુગંધિત થયેલું અને લતા ગૃહોના અટકાવથી ધિમું ધિમું વહેતુ તે રેવાનદીનું પાણી પીને તુ તાજો વજનદાર—બનીને આગળ જજે. હે મિત્રા એજગ્યાએ તને કદિ ભમી જવાનો વખત આવે તો "બુદ્ધિ વિહિનો ભમી શકે છે, પરંતુ બુદ્ધિવાન તો એક વારનિશ્ચય કરેલા કાર્યથી કદિ પણ ભમી શકતાજ નથી" એ વાકયને યાદ કરીને આગળ ઉત્તર તરફનું પરિઆણ તું પાછુ શરૂ કરજે.

એ રેવા નદીથી તું આગળ જઈશ એટલે એક બાજુએ ઉગેલીં ઝીણી રૂવાટી રૂપ કેશર વડે લીલા, કાળા, તથા પીળા રંગવાળા કદમ કુસુમ જોઇને તથા પ્રથમજ ઉ-

ત્પન્ન થએલા કેળના દોડાને ખાઇને તથા પૃથ્વીનો સુગંધ લઇને કાળિયાર મૃગો—સારંગો ત્હને આગળ કયે રસ્તે થઇને જવું ત્હેની સુચનાઓ કરશે. *

હે મિત્ર ! રસ્તામાં પુષ્પની સુગંધીવાળા પર્વતોમાં તુ સુગંધી લેવાને રહીશ માટે ત્હને વાર લાગશે એમ હું અનુમાન કરીને ત્હને પ્રાર્થના પૂર્વક કહું છુ કે ત્યાં વધારે વાર ન રોકતાં મ્હારી પ્રિયાને સારૂ જેમ બને તેમ તુ ઉતાવળે જવાની ઇચ્છા ધરાવી ત્યાંથી ઉત્તર તરફ—અલકાનગરી તરફ જવાનો પ્રયત્ન કરજે.

ત્યાંથી તુ આગળ જઇશ એટલે વર્ષાઋતુ પાસે આવ્યાથી ખીલેલા કેવડાના દોડાથી પીળા રંગની ઉપવનની વાડોવાળા તથા કાગડા વગેરે ગ્રામ્ય પક્ષિયોના માળા કરવાના આરંભથી કાંઠાવાળાં થએલાં શેરીઓનાં વૃક્ષોથી તેમજ પાકીને તૈયાર થએલાં જાંબુડાનાં વૃક્ષોથી સુંદર, તથા ઘણા દિવસના રહેવાશી હંસોવાળા, વિવિધ પ્રકારના દશાર્ણ દેશો ત્હારા જોવામાં આવશે.

ચારે દિશામાં પ્રસિદ્ધ થએલા તે દશાર્ણ દેશની વિદિશા નામની રાજધાનીમાં જઇશ એટલે તું તરતજ વિલાસી પુરૂષોનું સઘળું ફળ ભોગવીશ; કેમકે કાંઠાઓની ગર્જનાએ સુંદર હોય તેમ ભ્રકુટિ યુક્ત મધુર અને ચંચળ દૃષ્ટિવાળી, વૈત્રવતિ નદીના પયનું, જેમ કામી પુરૂષો

* જ્યાં જ્યાં વૃષ્ટિ થવાનો સંભવ છે એટલે જ્યાં જ્યાં વરસાદ વરસવાનો સમય થાય છે ત્યાં ત્યાં, કમળ પુષ્પ તથા કેળના દોડા થએલા હોય છે માટે ઉપર પ્રમાણે કલ્પના કરીને સારંગો જાણે મેઘને " આ રસ્તે થઇને જ " એવી સૂચના કરતા હોય એમ સુચવ્યું છે!

પ્રિયાના મુખનું પાન કરે છે તેમ તું પાન કરીશ. *

હે મિત્ર! તે **વિદિશા નગરીની** સમીપે—પાસે—મ્હોટાં કદંબ પુષ્પોથી તથા ત્હારા સંસર્ગથીજ પુલકિત્ થઇ હોય તેવી વેશ્યા સ્ત્રીઓની સંભોગ ક્રિયામાંના સુગંધને પ્રસિદ્ધ કર્તા તે જગ્યાના પથ્થરની છાટોવડે તે નગરની યુવાન સ્ત્રીઓના ધાટ યોવનનો પ્રકાશનાર **નીચૈરાખ્ય** નામનો પર્વત છે ત્યાં તું વિશ્રામ કરજે એટલે ત્હને ઉપર કહેલું—યુવાન સ્ત્રીઓનું ધાટ યોવન જણાઇ આવશે; કેમકે ત્યાંની—**નીચૈરાખ્ય** પર્વતની—શીલાઓ ઉપર સંભોગ ક્રિયા વખતે સ્ત્રીઓએ કરેલાં ચંદન વગેરે લેપનો, ઘસારાથી ખરી પડેલાં હોવાથી "ત્યાં કોઇ યુવાન સ્ત્રીઓએ સંભોગ કરાવ્યો છે" એમ ત્હારા અનુમાનમાં આવશે; તથા કેટલીએક યુવાન બાળાઓ પોતાના પ્યારમાં આશક્ત થએલા પુરૂષો સાથે, પોતાનાં માબાપની ચોરીથી ગુપ્ત વિહાર કરવાની ઇચ્છાથી રાત્રીના વખતમાં એ પર્વતની—નીચૈરાખ્ય પર્વત—ઉપરના શુન્ય સ્થાનમાં અહીં તહીં વિહાર કરતી જોવામાં આવશે; અને તેથી એ **વિદિશાનગરીની** યુવાન સ્ત્રીઓના ધાટ યોવન સંબધી ત્હને કેટલુએક જાણવાનું મળશે.

હે મિત્ર! એ **નીચૈરાખ્ય પર્વતમાં** થાક ખાધા પછી વનમાંની નદીના કાંઠાના બગીચાઓ માંહેના માગથી ફુલોના દોડાઓને ત્હારા નવીન જળના છાંટાથી છાંટતો, તથા ગાલ ઉપર થએલા પરસેવાને લ્હોવાથી કરમાએલી અને કાનમાં ઘાલેલા કમળ ફૂલવાળી માલણો કે જે તે તે બગીચાઓમાં પુષ્પ વીણુતી હોય તેમના મુખને એક ક્ષણ વાર

* કામી પુરૂષોને સંભોગ સુખ કરતાં પણ અધર પાન સુખ વિશેષ પ્રિય હોય છે.

પણ વાદળું લાવીને તું છાંયડો કરીશ એટલે તેઓ પોતાના પ્રફુલ્લ પુરૂષોના દર્શન સુખની આશાએ, ત્હને જોઇને વિરહાગ્નિથી સંતપ્ત થઇ કાન્તિવાળાં મુખોવાળી થઈ જશે; એવી માલણોનો અલ્પ * પરિચયિ થઇને તું ત્યાંથી આગળ જજે.

હે મિત્ર ! જો કે અહીંથી ઉત્તર દિશા તરફ જનારને **ઉજ્જયિનિનો** રસ્તો વાંકો છે તો પણ હું ત્હને ત્યાં—ઉજ્જયિનિ તરફ થઇને જવાની સલાહ આપુ છું; અને ત્હને ભલામણ કરૂં છું કે ઉજ્જયિનિનાંગૃહોની અગાશીઓના પરિચયથી તુ વિમુખ થઈશ નહિ; કેમકે ત્હારા ત્યાં જવાથી વિજળીના ઝબકવાથી ઉજ્જયિનિની યુવાન સ્રીઓના ચક્ષુના જોવા યોગ્ય ચાળાને જો જાતે જોવાનો લ્હાવો નહિ લઉતો જરૂર તું ઠગાએલો ગણાઈશ. એ ઉજ્જયિનિ જતાં રસ્તામાં મોજાંના અથડાવાથી હંસ પંક્તિ રૂપ કદોરાવાળી તથા પછડાવાથી જેમ સુંદર હોય તેમ વ્હેતી તથા તેના પાણીમાં થતા ભમરાઓરૂપ નાભીને દેખાડનારી **નિર્વિન્ધ્યા** નામની નદી આવે છે; તે નદીનો સંયોગ લઇને તું જરૂર ત્હેનો રસ અનુભવજે. હે મિત્ર ! આ જાતનું પોતાના પ્યારા સાથે જે હાવ ભાવ અને કટાક્ષ તેજ તેમનું સંભોગ પ્રાર્થના વચન સમજવું; કેમકે તેઓ ખુલ્લી રીતે મોઢે કહી શકતી નથી પરંતુ ઉપર બતાવ્યા પ્રમાણેજ માત્ર, હાવ, ભાવ, અને કટાક્ષથીજ પોતાની સંભોગ વૃત્તિને સમ-

* ઘણીવાર રહેતો પોતાનું કાર્ય જલદી થાય નહિ માટેજ અલ્પ પરિચયિ થવાનું સુચવ્યું છે.

જાવે છે*

હે મિત્ર ! ચોટલાવાળી નહિ છતાં બેણી—ચોટલા—રૂપ થએલ થોડા પાણીવાળી; કાંઠામાં ઉગેલાં વૃક્ષોનાં સૂકાં પાંદડાં પડવાથી પીળા રંગવાળી, તું પરદેશ ગએલ પતિ તેણીને ફરીને મળીશ એ આશાથી પતિવ્રતાના ધર્મ પાળતી, અને ત્હારૂં સૈભાગ્ય પ્રસિદ્ધ કરતી આ નિર્વિન્ધયા નદી જેથી કરીને પોતાની કૃસ્યતા—દુર્બળપણું—ત્યજી દે તેવો ઉપાય તું જરૂર કરજે—મતલબ કે તું ત્યાં જળ વરસાવીને તેની ઇચ્છા પૂર્ણ કરજે. તે પછી વાસવદત્તાના હરણથી ઉત્પન્ન થએલી વત્સરાજની કથાથી જાણીતા વૃદ્ધજનોવાળા જનપદ દેશમાં થઇને મેં ત્હને પ્રથમ કહેલી અને શોભાથી ભરપુર ઉજ્જયિનિ નગરી તરફ તું પરિયાણ કરજે.

હે મિત્ર ! એ ઉજ્જયિનિ નગરી કે જાણે પુણ્ય ક્ષય થયે પૃથ્વી ઉપર આવેલા સ્વર્ગવાસીઓને ભોગવતાં શેષ રહેલા પુણ્યવડે આણેલો અતિ ઉજ્વળ સ્વર્ગનો કકડોજ ન હોય ! તેવી છે !! એ વિશાળ નગરીમાં દરરોજ સવારમાં સારસ પક્ષિના ખુલ્લા મધુર શબ્દને વિસ્તવનાર, અને ખીલેલાં કમળની રજના સંસર્ગથી સુગંધમય, સંભોગ પ્રાર્થનામાં સુંદર એવો શ્રિપ્રા નદીનો પવન, પોતાના પ્રિયતમની પેઠે સ્રીઓના સંભોગ થાકને ટાળે છે. મતલબ કે ત્યાંની હવા એવી રીતે ઉત્તમ છે કે ત્યાં સ્રીઓને સંભોગ થાક લાગતો નથી.

---

* અહીં નદીને સ્રી કલ્પિને કવિએ મેઘને કહ્યું છે ખાસ સ્રીઓને લાગુ પડે તેવો અર્થ નીચે પ્રમાણે નીકળે છે:—

" ઉજ્જયિનીના રસ્તામાં કટિ મેખળાવાળી, મદન સ્ફુરવાથી સુંદર હોય તેમ જતી, તથા મોઢે નહિ કહી શકાયાથી નાભીને—ડુંટીને—બતાવતી સ્રીનો રસ તું જરૂર અનુભવજે "

હે મિત્ર ! ચોટલા હોળીને હને—ચોટલાને—સુવાસિત પદાર્થના ધૂપ આગળ ધરીને હેનો સુવાસ ચોટલામાં લેવાને યત્ન થાય છે તેના મહેલમાંથી, નીકળતા સુવાસિત ધૂમ્રવડે તું પરિપુષ્ટ શરીરવાળો થએલ, અને હને બાંધવપણાની પ્રિતિથી ગૃહ મયુરોએ આપેલ નૃત્યરૂપ ઉપહારવાળો, તથા પુષ્પોથી સુગંધિત્ બનેલો તું, એ સ્વર્ગ મયિ ઉજજયિની નગરીની શોભાને નિર્ખતો, સ્ત્રીઓના લાક્ષારંગથી રંગેલા પગનાં પડેલાં લાલચિન્હ વાળાં પગલાંવાળી હવેલીઓમાંજ, રસ્તામાં લાગેલો થાક ઉતારજે. અને તે પછી પોતાના સ્વામી નિલકંઠની છબીવાળો હોવાથી મહાદેવના ગણો હને આદર પૂર્વક સન્માન આપે હેનો સ્વિકાર કરતો ત્રિલોકનાથ કાત્યાયનીનાથ—મહાદેવના મહાકાળના પવિત્ર નામથી ઓપિત અને કમળ પરાગથી તથા જળ ક્રિડામાં આશક્ત થએલી યુવાન બાળાઓના ચંદનાદિથી સુવાશિત—સુગંધિમય ક્ષિપ્રા નદીના પવને જેનો બગીચો હલાવ્યો છે એવા રમણિય **શ્રી મહાકાળેશ્વરના** સ્થાન તરફ જજે. હે જળધર ! એ **મહાકાળેશ્વરના** સ્થાનમાં હારે સાયંકાળ સિવાયના કોઈ પણ વખતે જઈને સૂર્ય અસ્ત થાય ત્યાં સૂધી ત્યાં રહેવું; કેમકે વખાણવા લાયક મહાદેવની સાયંકાળની પૂજામાં વાજીત્ર નાદને ઠેકાણે તુ હારી ગંભિર ગર્જના કરીશ તો હારૂં ગાજવું ત્યાં સાફલ્યતાને પામશે. **શ્રી મહાકાળેશ્વરના** દેવળમાં સંધ્યાકાળ વખતે, પોને ચાલવાથી ખખડતી કટિ મેખલાવાળી તથા વિલાસ પુર્વક હલાવેલા રત્નના પ્રતિબિંબવાળા ચમરના દાંડાઓથી થાકેલા હાથવાળી વેશ્યાઓ સભોગ સમયે વાગેલા સ્તન નખ ઘાવ ઉપર હારા સુખકારક વર્ષાદના

પ્રથમ છાંટા પામીને ત્હારા તરફ તેણીઓ ભ્રમર પંક્તિરૂપ લાંબાં નેત્ર કટાક્ષથી જોશે.

હે મિત્ર ! સંધ્યાકાળ પછી **પશુપતિ—મહાદેવજી, પાર્વતિ** તથા **શંકરના સઘળા ગણો** મળીને ઉંચા હાથ કરીને નૃત્ય—**તાંડવનૃત્ય** કરે છે તે વખતે તું સાયંકાળના લાલ તેજને ધારણ કરવાથી જાણે નવાં જાસુદીનાં પુષ્પથી રક્ત થએલો હોય તેવો દીસતો, ઉંચા હાથરૂપ વૃક્ષોને, મંડલાકારે વ્યાપ્ત થવાથી હમેશાં તાંડવ નૃત્યમાં **મહાદેવજી** પોતાના હાથ ઉપર **ગજાસુર** શત્રુનું લોહીવાળું ચામડું લઈને નૃત્ય કરતા હોવાથી **પાર્વતિ** " એ શું છે ? " એવી આશ્ચર્યતાથી ભય પામી સ્તબ્ધ નેત્ર રાખે છે; માટે તે સમયે તે સ્થાને જઇને તું **પાર્વતિનો** ભય અને **શંકરની** ગજ ચર્મની ઇચ્છાને ટાળી, શાન્ત ભક્ત થજે.

એ પ્રમાણે **શ્રી મહાકાળેશ્વરનું** દર્શન પામીને ત્યાંની શોભાને નિરખ્યા પછી પાછો **ઉજ્જયિનિ** નગરીમાં પોતાના પ્યારાને મળવાને સારૂં તેને ઘેર જતી **અભિસારિકાઓને** ઘાઢ અંધકારના સમયે ત્હારી પ્રિયા સુવર્ણ તેજ યુક્ત **વિજળીને** ઝબકાવીને **અભિસારિકાઓને** રાજમાર્ગમાં રસ્તો બતાવતો આગળ જજે; પરંતુ હે મિત્ર ! તે વખતે તું વૃષ્ટિ અને ગર્જના કરીશ નહિ; કેમકે સ્ત્રી જાત ઘણી બીકણ હોય છે માટે જો તે અંધકારના સમયમાં વિજળી, વૃષ્ટિ અને ગર્જના એ સઘળુ ભેગું થશે તો તે અતિશય ભય પામશે !! એવી રીતે રાજ માર્ગના રસ્તામાં **અભિસારિકાઓને** માટે ઘણા વખત ઝબકવાથી થાકી ગએલ ત્હારી પ્રિયા—વિજળીરૂપ સ્ત્રી—સાથે તું કોઈક સુની અને કબુતરોએ વાસ કરેલી ગલેલીમાં રાત્રી ગાળીને, મ્હારાજેવા

મિત્રનું કામ કરવામાં મંદ નહિ પડતાં સૂર્યોદય થતાંજ પાછું ત્હારૂં પરિયાણ શરૂ કરીને બાકી રહેલો માર્ગ પુરો કરજે.

હે પયોદ! પોતાના પ્રિયતમના વિયોગથી પ્રોષિત ભર્તૃકાયોએ રાત્રે કામાતુર થઇને જે અશ્રુબિંદુ પાડયાં હોય તેને તારે પ્રાતઃકાળમાં શાન્તિ આપવાની છે માટે તું સૂર્યનો રસ્તો જલદીથી છોડી દેજે * વળી તે સૂર્ય પણ પોતાની સ્ત્રી નલિનીના કમળરૂપ વદન ઉપર પડેલાં હિમરૂપ આંસુને લ્હોવાને માટેજ આવેલો છે * માટે જો તું ત્યાંથી તેના માર્ગમાંથી—જલદીથી ખસી નહિ જાયતો તે—સૂર્ય ત્હારા ઉપર ઘણોજ ક્રોધાયમાન થશે.

હે મિત્ર! તે પછી ગંભિરાનદીના પ્રસન્ન ચિત્તમાં તેમજ અતિ નિર્મળ જળમાં તું ત્હારા સુંદર છાયારૂપ આત્માનો પણ પ્રવેશ કરીશ અને તેથી તે ગંભિરા નદીના કુમુદ જેવાં, ધોળાં માછલાંના આળોટવા—ઉંધાં છતાં થ-

---

* પ્રોષિત્ ભર્તૃકાયો "પતિ વિયોગથી આ કામ પીડા થાય છે" એમ માની રાત્રે પોતાના પતિને સંભારી સંભારીને રૂદન કરે છે, પરંતુ સવારમાં ઉઠીને કામે વળગે છે એટલે સઘળું ભૂલી જાય છે માટે મેઘને સૂર્યનો રસ્તો જલદીથી છોડી દેવાનું કહ્યું છે એટલે જલદી સૂર્યોદય થવાથી વિરહણીઓ કામે વળગે અને કામે વળગે તો પતિ વિરહથી થતી પીડાથી પડતાં અશ્રુબિંદુ બંધ થાય એમ કલ્પનેજ ઉપરથી પ્રમાણે કહ્યું છે.

* રાત્રે હિમ પડવાથી પાણીનાં ઠરેલ ટીપાંને આંસુ કલ્પિને કહ્યું છે કે:— "તું દૂર ખસજે" કેમકે મેઘ દૂર ખસે નહિ તો સૂર્યનાં કિરણ પડે નહિ, અને જ્યારે સૂર્યનાં કિરણ પડે નહિ ત્યારે નલિનીના મુખપર પડેલાં બિંદુ શી રીને સૂકાય? !!! નાજ સૂકાય માટે મેઘને સૂર્યના રસ્તામાંથી જલદી દૂર ખસવાનું સૂચવ્યું છે.

વા—રૂપ નેત્રોથી જાણે તે ત્હારી સામું વારંવાર જોતી હોય તેવી ત્હારા પ્રત્યે અનુરાગવાળી જણાવાથી તું તેને નીરાશ કરી ત્હેનું અપમાન નહિજ કરશે; કેમકે પોતાનાપર અનુરાગ ધરાવનારી સ્ત્રીને નિરાશ કરવી એ ઘણુંજ પાપ છે

હે મેઘ મિત્રા નેતરની શાખા પ્રાપ્ત કરનાર હોવાથીજ જાણે હાથમાં કાંઇ ઉંચું ઝાલ્યું હોય એવું કિનારારૂપ નિતંબને છોડીદેનારૂં તે નદીનું જલરૂપ કાળું વસ્ત્ર જરા ઉંચું કરીને જવનારૂઢ હોવાથી પ્રસ્તાન સમયે તે જાણે ત્હારૂં વસ્ત્ર પકડીને પોતાનો વિરહ તાપ ત્હને જણાવતી હોય તેવી દેખાશે ! ! અને તેથી ત્હારૂં પ્રસ્નાન ત્યાંથી બળાત્કારે થશે. કેમકે કયો રસજ્ઞ પુરૂષ ખુલ્લી ઝાંગો વાળી સ્ત્રીને છોડવાને સમર્થ હોયછે વારૂ ? કોઇજ નહિ. મતલબકે તું પણ તે સ્ત્રી રૂપનદીને ઉપર પ્રમાણે અનુરાગ વાળી જોઈને થોડી વાર ત્યાં થોભીશ.

તે પછી તું આગળ દેવગિરી પર્વત તરફ જવાની ઇચ્છા ધરાવનાર હોવાથી ત્હારી ગર્જનાથી પ્રફુલ્લિત પૃથ્વીના સંસર્ગવડે સુગંધીમય તથા નાસાગ્રના શબ્દથી જેમ સુભગ હોય તેમ પૃથ્વીના ગંધના લોભથી હાથીઓએ સુંઘવા લાયક અને વનના ઉમરડાઓને પકવનાર થંડો વાયુ ત્હને ધિમે ધિમે વાશે. તે દેવગિરી પર્વતમાં હમેશાં વસનાર કાર્તિકેય સ્વામીને પુષ્પ વૃષ્ટી રૂપ આત્માવાળો સ્વર્ગ ગંગાના જળથી પલળેલ પુષ્પની વૃષ્ટિથી તું પોતેજ સ્નાન કરાવજે. હે મિત્ર! તે ભગવાન કાર્તિકેય સ્વામી, ઈંદ્રની સૈન્યાના રક્ષણને અર્થે અગ્નિના મોઢામાં ભેગા કરેલા સૂર્યના કરતાં પણ વિશેષ તેજ રૂપ છે. વળી તેજની પંક્તિથી ગંડસ્થલાકાર અને પોતાની મેળેજ ખરી પડેલું છે

એવું જે મોરનું પીંછું પાર્વતિ કમળના પત્રની સાથે કાનમાં ધારણ કરે છે તે, અને **મહાદેવના** મસ્તકની ચંદ્રિકાવડે જેની આંખના ખૂણા ઘણા સફેદ છે એવા અગ્નિના પુત્ર **સ્કંદના** વાહનરૂપ તે **મોરને** પુષ્પ વૃષ્ટિ કર્યા પછી પ્રતિધ્વનીવાળી ભારે ગર્જનાઓથી તુ નચાવજે.

હે પયોદ! મેં તને પ્રથમ કહ્યા છે તે **કાર્તિકેય** સ્વામીના આરાધના કરીને વિણાધારી સિદ્ધ પુરૂષો પાણીના છાંટાથી વિણા બગડશે એવા ભયથી જે રસ્તાને જલદી જલદી છોડીને ચાલ્યા જાય છે એવા રસ્તામાં, પૃથ્વી ઉપર પ્રવાહ રૂપે, રતિદેવની કિર્ત્તિ રૂપ **વેત્રવતિ** નામની નદી વહેછે તે નદીને સત્કાર કરતો આગળ પરિયાણ કરજે. ત્યાંથી આગળ જઈશ, એટલે તને **કૃષ્ણતુલ્ય** કાળા રંગવાળો, તથા પાણી લેવાને નીચે ઉતરેલો હોવાથી મ્હોટો, પણ દૂર પણાને લીધે પાતળો જણાતો, ઝીણી નજરે જોવા લાયક અને **સિંધુ** નદીના પ્રવાહ રૂપ દેખાવથી, ગગનમાં ફરનાર **ગંધર્વ** લોકો પોતાની દૃષ્ટિને લંબાવી લંબાવીને જાણે તુ એક શેરનો અને વચ્ચે કાળા મણિવાળો પૃથ્વીનો હાર ન હોઈ એમ ધારીને ત્હને જોશે.

હે મિત્ર! તે પછી એ **વેત્રવતિ** નદી ઉતરીને ભૃકુટીના વિલાસવાળા તથા પાંપણોના ઉછળવાથી ઉપર વિકાશ પામતા કાળા, લાલ, અને ધોળા, એવા ત્રણ રંગની પ્રભાવાળા, અને માગધી પુરૂષોને અનુગમન કરાવનારા ભમરાઓની શોભાને ચોરનારા, રતિદેવના નગરની સ્ત્રીઓના નેત્રાભિલાશોથી તુ ત્હારી પોતાની મૂર્ત્તિને વિષયિ કરતો જજે; હે પયોદ! જો તુ ત્યાં થઈને જઈશ નહિ તો પાછળ કહેવા પ્રમાણે તું ઠગાએલો ગણાઈશ અને ત્હારા જન્મનુ વૈફલ્યપણું થશે.

હે મેઘ! તે પછી **બ્રહ્માવર્ત્ત** નામના દેશમાં તુ છાયાવડે પેસતો, અને જ્યાં આજે પણ માથાની ખોપરીઓ વગેરેના દેખાવથી આગળ થઇ ગએલ **ક્ષત્રીઓના** યુદ્ધને સુચવતા **કુરૂક્ષેત્ર—પાણીપત**માં જજે. તે **કુરૂક્ષેત્ર**માં આગળ **કૌરવ** અને **પાંડવ**નું મહા યુદ્ધ થયું તે સમયે ત્યાં **ગાંડિવધન્વાર્જુન** વગેરે હજારો તિક્ષણ બાણોની ધારાઓથી, જેમ તું કમળ ઉપર વૃષ્ટિ કરે છે તેમજ તે અન્યો અન્ય રાજાઓના મુખ ઉપર વૃષ્ટિ કરતા હતા. વળી જ્યાં **પાંડવ** અને **કૌરવ** સાથેના બંધુપણાના સ્નેહને લીધે યુદ્ધ કરવાને નારાજ **બળદેવજી** પોતાની સ્ત્રી **રેવતી**ના લોચનમાં પડેલા પ્રતિબિંબવાળી પોતાને ઈચ્છિત્ મદિરાને તજી દઈને ફક્ત સરસ્વતિનુંજ પાન કરે છે; તેજ સરસ્વતિનુ પાન કરીને હે સુભગ! તું પણ શુદ્ધ થજે. એટલે ત્હારાં સઘળાં પાપોની કાળાશ નાશ પામીને ફક્ત તું વર્ણ માત્રથીજ સ્યામ રહીશ.

તે પછી **કુરૂક્ષેત્ર**થી **કનખલ** પર્વતની પાસેની, હિમાલયથી ઉતરેલી અને સગર રાજાના છોકરાઓને સ્વર્ગની પ્રાપ્તીની સાધનભૂત જહ્નુ રાજાની કન્યા જાન્હવી—ગંગા નદીએ તું જજે. એ ગંગા નદી **પાર્વતિ**ના મુખની ભ્રકુટિની રચનાને ફીણવડે મશ્કરી કરીને, ચંદ્રમાના મોજાંની લ્હેરો રૂપ હાથ લગાડનારી—જેમ કોઈ પ્રૌઢ નાયકા શોક્યને નહિ સહન કરતાં ફક્ત પોતાનુંજ હેત જણાવતી પોતાના ધણીના વાળને ખેંચે છે તેમ—શંભુના કેશનું ગ્રહણ કરે છે. તું ત્યાં જઇને કોઈક સુરગજની પેઠે આકાશમાં, પાછલા અર્ધ ભાગથી લબડતો, સ્ફટિકના જેવું તે ગંગા નદીનું નિર્મળ અને વાંકુ ચુકું જતુ પાણી પીવાની ઈચ્છા કરીશ

એટલે તુરતજ તે ગંગા નદી **પ્રયાગ** શિવાય પણ જાણે અન્ય સ્થળે ત્હારી કાળી છાયાના અંદર પડવાથી કાળા જળ વાળી **યમુનાનો** સંગમ કરતી ન હોય! તેવી સુંદર જણાશે. તે પછી હે પયોદ! બેઠેલા **મૃગોની** નાભિમાં રહેલી કસ્તુરીના ગંધથી સુગંધિત્ થએલી છાટોવાળો, હીમવડે ગોરો, અને ગંગાનું પ્રભવ સ્થાન જે અચળ પર્વત છે તેને તુ પામીને તે પર્વતના શિખરોમાં રસ્તામાં લાગેલો થાક ઉતારવાને બેસજે. એ પર્વત ઉપર તું બેસીશ એટલે ત્રંબકેશ્વરના ધોળા હાડે ખોદેલા કાદવ સાથેની ઉપમા યોગ્ય શોભાને તુ પામીશ.

હે મિત્ર! વનમાં પવનના વાવાથી દેવદારૂ વૃક્ષની શાખાઓના પરસ્પર ઘસાવાથી ઉત્પન્ન થએલા અને ચમરી ગાયોના વાળના સમૂહને તણખા વડે બાળનાર **દાવાગ્નિ** જો તે હિમાલય પર્વતને બાધ કરતો જણાય તો તુ ત્હારા જળની સહસ્ત્ર ધારાઓ વડે તે **દાવાગ્નિને** શાન્ત કરજે. વળી એજ પર્વતમાં અમારાથી તે વધારે ઉંચેચઢનાર કોણ છે એવું અભિમાન ધરાવીકોપથી ઉડવામાં વેગ વાળાં **પતંગિયાં** તથા **તીડો** ફક્ત પોતાનુ અંગજ ભાગવાને સારૂ જો તને ઓળંગવાને આવે તો તે **પતંગિયાં** તથા **તીડોને** કરાના વર્ષાદપાતથી તુ છુટા કરી નાંખજે; કેમકે ક્ષુદ્ર છતાં પણ અભિમાન કરતા પ્રતિપક્ષીનેતો તત્કાળ મારવોજ જોઇએ નિષ્ફળ ઉદ્યોગી હમેશાં તિરસ્કારને પાત્ર થવાજ જોઇએ વળી એજ પર્વતમાં કોઇ એક પથ્થરની શિલામાં ખુલ્લું અને હમેશાં યોગિ જનોએ પૂજેલું એવું શ્રી **મહાદેવજીનું** દેવાલય છે ત્યાં જઇ **શ્રી મહાદેવજીના** ચરણ ન્યાસને તુ નમ્ર ભક્તિવડે પ્રદક્ષિણા કરજે કે જે પદન્યાસનાં દર્શન થવાથી જેના

સકળ પાપોનો નાશ થશે છે એવા શ્રદ્ધાળુ પુરૂષો દેહ ત્યાગ કર્યા પછી રૂદ્રગણની પદ્દીને પામવાને સમર્થ થાય છે. હેમિત્ર! ત્યાં આગળ પવનથી પુરાતા રંધ્રવાળા વાંસડાઓ કર્ણને પ્રિય લાગે એવો શબ્દ કરેછે તે જાણે વાજીંત્ર ન વાગતાં હોય?! તેમ જણાય છે, વેણું નાદને અનુરક્ત કિન્નરીઓથી ત્રિલોકનાથ મહાદેવનો વિજય ગવાય છે તેથી જો તે વખતે ગુફાઓમાં મૃદંગને ઠેકાણે ત્હારી ગર્જનાઓના અવાજ હશે તો પછી પશુપતિનો સંગિતાર્થ નક્કી પરિપૂર્ણ થશે!!

હે મેઘ! હિમાલયના તટ પાસે મેં ત્હને ઉપર ગણાવ્યા તે તે દ્રષ્ટવ્ય પદાર્થોને ઓળંગીને માનસરોવરમાં જવાની ઇચ્છા રાખનાર હંસના રસ્તાને ભૃગુપતિ—જમદગ્નિના યસનું પ્રબળ સ્થાન તે પર્વતની ખોજમાંના ક્રૌંચ પર્વતમાં બળી નામના દૈત્યને બાંધવાને તત્પર થએલા વિષ્ણુંના શ્યામ પગની પેઠે જલદીથી પેસવાને માટે વાંકો થઇને શોભા પામતો તું ઉત્તરદિશા તરફ ચાલ્યોજ જજે. એ ક્રૌંચ પર્વતની ખોમાંથી નીકળ્યા પછી ઉંચે જઇને રાવણે જ્યારે મહાદેવજીનું તપ કરીને તે પછી મહાદેવજીને લંકામાં આવવાનું નિમંત્રણ મોકલ્યા છતાં તે ન સ્વિકારવાથી ક્રોધાયમાન થઇ કૈલાશપર્વત તોડી નાંખવાને સારૂ કૈલાશની શિલાઓ તોડીને ફેંકવારૂપ તોફાન મચાવવાથી જૂદો પડેલો અને દેવાંગનાઓના દર્પણરૂપ જે કૈલાશપર્વત છે ત્હેનો તું અતિથી—પરોણો થજે. કે જે કૈલશપર્વત કમળોના જેવાં ધોળાં શિખરોની ઉત્તમતાવડે આકાશને વ્યાપીને દરરોજના શંકરના હસતાનો જાણે સમૂહ ના હોય?! તેમ આખે રૂપે રહેલો છે.

હે મિત્ર! જ્યારે તું **કૈલાશ** પર્વત ઉપર જઇશ ત્યારે ઘણું મસળી નાંખેલા કાજળના કાંતિ જેવો તું કાળો હોવાથી અને **કૈલાશપર્વત** ભાગેલા હાથીદાંતના કકડા જેવો ગોરો હોવાથી જેમ ગોરા વર્ણના **બળભદ્રજીએ** ખભે બે કાળાં વસ્ત્ર મૂક્યાં ન હોય?! ત્હેવો તું સ્થિર નેત્રોથી જોવા લાયક થઇશ એમ હું અહીં રહ્યાં રહ્યાં અનુમાન કરૂં છું. તે **કૈલાશનામના** ક્રિડા પર્વતમાં **પાર્વતિને** બિક લાગે માટે સર્પનું કડું કાઢી નાંખીને **મહાદેવજીએ** ઝાલવા આપેલા હાથ વાળી **પાર્વતિ** જો કદિ પોતાના પગ વડે ચાલે તો તું ત્હારૂં જળ અંતરમાં રાખીને વર્ણની રચનાથી બનેલા શરીર વાળો અને આગળ ચાલતાં મણિતટ ઉપર ચઢાવા માટે **સોપાન** રૂપ થઇને ત્હારી સેવાભક્તિ દર્શાવજે

**હે મિત્ર તે કૈલાશપર્વતમાં દેવાંગનાઓ**—દેવનીસ્ત્રીઓ કંકણની ધારના પ્રહારથી ત્હારા શરીરનું પાણી કાઢી લેશે (ત્હારૂં અતઃકરણ પીગળાવી દેશે) માટે જો ત્હને તે **દેવાંગનાઓ** ન છોડે તો ત્હેમના ક્રિડા શક્ત કર્ણને કઠોર લાગે એવી ત્હારી ઘોર ગર્જના કરીને તું ત્હેમને બિવડાવજે એટલે તે **દેવાંગનાઓ** ત્હને તુરતજ બિકની મારી છોડી દેશે

તે પછી જેમાંથી **સુવર્ણ** કમળ ઉત્પન્ન થાય છે એવા **માનસસરોવરના** જળને ગ્રહણ કરતો તથા ઇંદ્રનાઐરાવતહાથીને જળ પીતી વખતે, મોઢામાં, ગર્જનાથી પ્રિતિ કરતો તથા કલ્પ વૃક્ષોનાં પલ્લવો ને વસ્ત્રોની પેઠે મેઘ પવનથી હલાવતો, વિવિધ ચેષ્ટાઓ વાળી ક્રિડાઓથી ત્હારા મિત્ર તે **કૈલાશ** પર્વતને ~~અરજ મુજબ~~ આમદજે.

હે મિત્ર! જેમ કોઇ સ્ત્રી પોતાના પ્યારાના ખોળામાં-બેસે તેમ તે કૈલાશ પર્વતના ઉત્સંગ—ખોળામાં ખશીગએલ હીમ રૂપ ધોળાં વસ્ત્રોવાળી બઠેલી અલકાનગરીને હે કામાચારી! તું પુન: જોઇને નહિ ઓળખું તેમ નથી; કેમકે જેમ કોઇ કામિનિ સ્ત્રી મોતીથી ગુંથેલી પોતાની વેણી ને ધારણ કરે છે તેમ ઉંચી હવેલીઓવાળી અલકાનગરી ટ-પકવતા જળની ધારાઓવાળામેઘને ધારણ કરે છે,





# ઉત્તર મેઘ.

હે પ્રિય મિત્ર મેઘ ! એ **અલકાનગરીમાં** સુંદર સ્ત્રીઓવાળા, અને ચિત્ર યુકત હોવાની સાથે સંગિત નાદ સહિત વાગતા મૃદંગવાળા, તથા મણિમય પૃથ્વી ઉપરના આકાશને અડકતા મહેલો ત્હારી સાથે પૂર્ણપણે તુલના કરવા યોગ્ય છે; કેમકે જ્યારે તે મેહેલો સુંદર **સ્ત્રીઓવાળા** છે, ત્યારે તું પણ વિજળીરૂપ સ્ત્રી વાળો છું, જ્યારે તે **ચિત્રયુકત** છે ત્યારે તું પણ ઇંદ્રિ ધનુષ્ય રૂપ ચિત્રવાળો છું, જ્યારે તે **સંગિત નાદ સહિત** વાગતા **મૃદંગોવાળા** છે, ત્યારે તું પણ **સાંભળવા લાયક ગંભિર નાદ** વાળો છું; અને તે મેહેલો જ્યારે આકાશને અડકે ત્હેવા **ઉંચા** છે, ત્યારે તું પણ અંતરગત જળવાળો આકાશને અડકતો **ઉંચો** છું; તેથી સર્વ પ્રકારે તું તે **અલકાનગરીના** મેહેલોની સાથે તુલના કરવા યોગ્ય છુ. ! !

વળી એ **અલકાનગરીમાં** સ્ત્રીઓના હાથમાં રમતને માટે કમળ હોય છે, તેઓના વાળ નવિન માગધી પુષ્પોથી ગુંથેલા હોય છે, શિશિર ઋતુમાં થએલા લોધ્રનાં પુષ્પોના પરાગથી મુખની શોભા પાંડુ પણાને પામેલી હોય છે, અંબોડામાં વસંત પુષ્પ નવ કુરૂંબક હોય છે, કાનમાં સું-

૬૨ ગ્રીષ્મઋતુનું શિરિશ પુષ્પ અને સેંથામાં ત્હારી વૃષ્ટિથી થએલું કદમ્બ પુષ્પ હોવાથી એ અલકાનગરીમાં વસતી સ્ત્રીઓને એકી વખતે છએ ઋતુનું સુખ પ્રાપ્ત થાય છે એવી એ નગરી સંપત્તિવાળી છે. વળી એજ અલકાનગરીમાં સુંદર સ્ત્રીઓરૂપ મિત્રવાળા યક્ષો, સ્ફટીક મણિમય અથવા ચંદ્રકાન્ત મણિમય હોવાથી તારાઓના પ્રતિબિંબરૂપ ફૂલોએ બનાવેલી હવેલીઓના સ્થાનોને પામીને ત્હારા ગંભિર ધ્વનીની પેઠે, ધ્વનિવાળાં પુષ્કળ વાજીંત્રોના ધિમા ધિમા નાદથી કલ્પ વૃક્ષથી પેદા થએલું સંભોગ સુખ ફળ—રતિ સુખરૂપ મધ સેવે છે. વળી એજ અલકાનગરીમાં દેવલોકોએ પોતાની સાથે લગ્ન કરવા માટે જેની પ્રાર્થના કરી છે એવી, અને ગંગા નદીના જળવડે ઠંડા થએલા પવનોથી સેવવા લાયક કાંઠા ઉપર ઉગેલાં મંદાર વૃક્ષોની છાયાએ શાન્ત કરેલા તાપવાળી યક્ષ કુમારિયો મૂઠીવડે નાંખેલાં રત્ન, સુવર્ણમય રેતીમાં ઢંકાઈ ગએલ હોવાથી તે રત્નને શોધી કાઢવા રૂપ રમત રમે છે.

વળી એજ અલકાનગરીમાં સ્ત્રીઓએ પહેરેલાં વસ્ત્રની ગાંઠ છૂટવાથી શિથિલ થઇ ગએલ વસ્ત્રને પ્યારથી ચપળ હાથવાળા તેમના ધણીએંચે છે તો પણ શરમથી ગાભરી બની જતી તે બિમ્બાધર—પાકાં ગીલોડાંના જેવા હોઠ વાળી સ્ત્રીઓની કંકુથી ભરેલી મૂઠી રત્ન દિવા ઉપર * નાં-

* મહેલમાં કાન્તિવાન રત્નો જડવાથી તે રત્નોમાં પડેલ ચંદ્રનાં પ્રતિબિંબરૂપ દિવા—કે જે દિવાને ઓલવી નાંખવાને તેના ઉપર મુગ્ધાઓ કંકુની મુઠીઓ ભરી ભરીને નાંખે છે છતાં પણ તે દીવા બુઝવી શકાય તેવા નહિ હોવાથી બુઝાતા નથી અને તેથી કરીને તે મુગ્ધા સ્ત્રીઓની મહેનત નિષ્ફળ જાય છે;

ખવાથી પણ તે બૂઝાતા નહિ હોવાથી તે મુગ્ધાઓની મહેનત નિષ્ફળ પ્રેરણાવાળી થાય છે.

હે મિત્ર ! દોરીને લઈ જનાર ગતિવાળા પવને તે નગરીની સાત માળની હવેલીઓની અગાશીમાં પહોચાડેલા ત્હારા જેવાજ બીજા મેઘ મ્હેલના ચિત્રામણને જળના છાંટાથી દોષિત્ કરીને પછી તુરતજ બ્હિતા હોય તેમ વરાળરૂપે જાળી કે બારીમાંથી ચુપ ચુપ નિકળી જતા જણાય છે. *

વળી એજ નગરીમાં મધ્ય રાત્રે ત્હારા આવરણના ટળવાથી—નિર્મળ ચંદ્ર કિરણોથી—જેમ સ્ફુટ જળના છાંટા ટપકતા હોય એવા ચદ્ર કિરણરૂપ ટેકાવાળા ચંદ્ર કાન્ત મણિયો પ્રિયતમના હાથથી શિથિલ થએલી સ્ત્રીઓના સંભોગથી પેદા થએલા થાકને મટાડે છે (મતલબ કે એ નગરીમાં સંભોગ થાક તો બિલકુલ લાગતોજ નથી.) વળી એજ નગરીમાં અખુટ અંતર ભંડાર ભવનવાળા અને ગણિકા તથા અપ્સરારૂપવાળા બહ્વા લાપ કામી પુરૂષો દરરોજ ઉંચે મધુર કંઠે કુબેરનાં ગાન ગાનાર ગાંધર્વ લોકોની સાથે સોબત વૈભ્ય રાજ નામના—ચૈત્ર રથના બગીચાને ભોગવે છે. વળી હે મેઘ ! જે નગરીમાં સૂર્યોદય થવાનો સમય થયે ઉતાવળે ચા-

---

છતાં પણ તેણી વારંવાર તેમજ કર્યાં કરે છે તેથી ત્યાંની સ્ત્રીઓનું તેમ કરવું એ તેમનું અતિશય મુગ્ધાંપણું સુચવે છે.

* આ જગ્યાએ સંસ્કૃતમાં જે શ્લોક છે ત્હેનો ભાવાર્થ નીચે પ્રમાણે પણ નીકળી શકે છે:—

હે મેઘ ! બીજા અન્યજનો—દલાલો—દોરીને અલકાનગરીની સાત માળની હવેલી ઉપર જેમને લઇ ગયા છે એવા પુરૂષો ત્યાં ગયા પછી તે હવેલીઓમાં રહેતી સ્ત્રીઓ સાથે સંભોગ કર્યા પછી જાણે તેમને દોષિત્ કરવાથી બ્હિતા હોય તેવા તે વ્યભિચારીઓ તુરતજ જાળી બારીને રસ્તે રહીને નીકળી જતા જણાય છે.

લવાથી વાળમાંથી પડેલાં મંદાર પુષ્પોથી તથા પત્ર લતાના પડેલા કકડાઓથી તથા કાનમાંથી પડનાર સુવર્ણ કમળોથી તથા મોતીની શેરોથી અને સ્તન તટ ઉપરથી તૂટી પડેલા હારોથી એ રસ્તે થઇને **અભિસારીકાઓજ** ગઇ છે એમ અનુમાન થાય છે.

વળી એ નગરીમાં **કામદેવ** પોતે, કુબેરના મિત્ર **મહાદેવને**, સાક્ષાત પોતાના મિત્ર વસંતરૂપ જાણીને ભયથી ભ્રમરરૂપ પણુછવાળું ધનુષ્ય ધારણ કરતો નથી છતાં પણ તે **કામદેવનો** કામી પુરૂષોને જીતવારૂપ વ્યાપાર, કામી પુરૂષ રૂપ નિશાનમાં ભ્રૂભંગ સહિત જોડેલી દૃષ્ટિઓવાળા અને સકુળિન, ચતુર સ્રીઓના વિભ્રમોથીજ સિદ્ધ થાય છે. ( મતલબ કે તે નગરીમાં કદિપણ કામદેવના ધનુષ્યને નિષ્ફળ પણું પ્રાપ્ત થતું નથી.)

હે મિત્ર ! વળી રસાકારમાં વર્ણવ્યા પ્રમાણેજ તે નગરીની સ્રીઓ હમેશાં ચાર પ્રકારનાં આભુષણોને ધારણ કરે છે; એટલે વિચિત્ર વસ્ત્ર, નેત્રોના વિલાસમાં ડાહ્યું મધ, કમળો સહિત પુષ્પોદ્ભવ, મન ગમતાં આભુષણો, અને ચરણ કમળમાં પડવા યોગ્ય લાક્ષા રસ, એ સર્વ ચારે પ્રકારનાં સ્રીઓનાં આભુષણ ફકત કલ્પ વૃક્ષજ પેદા કરે છે.

હે પયોદ ! ઉપર જેનું વર્ણન કીધુ છે એવી **અલકાનગરીમાં** કુબેરના ઘરથી ઉત્તરદિશામાં ઈંદ્ર ધનુષ્ય જેવા સુંદર તોરણવાળું ફરી ફરીને જોવાલાયક મ્હારૂં ઘર છે; કે જે ઘરની બાજુ ઉપર કૃત્રીમ પુત્ર તુલ્ય માનીને મ્હારી પ્રિયાએ ઉછેરેલો અને ગુચ્છાદાર હોવાથી હાથેવતી ઝાલી શકાય એવો **મંદારવૃક્ષ** છે. વળી જે ઘરમાં મરકત મણિની શિલાઓથી બાંધેલી પગથીયાંવાળી, તથા વિદુર મણિના દાંડાઓવાળાં સુવર્ણ કમળોથી છવાએલી એક વાવ છે ;કે

ને વાવના પાણીમાં શોક રહિત રહેતા હંસો ત્હને જોઇને પણ માન સરોવરને યાદ કરશે નહિ. એવી રમણિય વાવના કાંઠામાં સુંદર ઈંદ્ર નિલમણિમય શિખરવાળો તથા કનક કદળિઓના વિવાહથી જોવા લાયક મ્હારો ક્રિડાશૈલ્ય—વિહાર સ્થાન—છે. હે મિત્ર ! ત્હારી પડખાઓમાં ત્હને સ્ફુરિત વિજળીઓવાળો જોઇને, મ્હારી પ્રિયાને વ્હાલો હોવાથી ફરી ફરીને હું તે ક્રિડાશૈલ્યને યાદ કરૂં છું. એ ક્રિડાશૈલ્યમાં કુર્બક પુષ્પના વૃક્ષરૂપ વાડવાળો અને માધવી મંડળની પાસે નવાંકુરવાળો રાતો અશોક તથા કેશર વૃક્ષ છે; કે જે બને વૃક્ષ—અશોક તથા કેસર વૃક્ષ મ્હારી સાથે પ્રિયાના વામ પાદનો અભિલાસી હોઇ મ્હારી પેઠે તે પણ પ્રિયાની મુખરૂપ મદિરાને ઇચ્છે છે.

હે મિત્ર ! વળી મ્હારી કાન્તાએ શબ્દાયમાન કંકણોવાળા હાથની સુંદર તાળીથી નચાવેલો ત્હારો મિત્ર મયુર સધ્યાકાળે જે સ્થંભમાં બેસે છે તે સ્થંભ, લીલા મરકત શિલાઓથી મૂળમાં બાંધેલો, તથા સ્ફટિક મણિમય કુંભીવાળો, અશોક તથા કેશર એ બે વૃક્ષોની વચ્ચે છે.

હે પયોદ ! બારણાના આંગણામાં ચિત્રેલ શંખ, ચક્ર, પદ્મ, વગેરેના ભંડારને જોઇને નક્કી ત્હને ખાત્રી થશે કે જેમ સૂર્યાસ્ત થયા પછી કમળ શોભતું નથી તેમજ મ્હારા વિયોગથી ક્ષિણ કાન્તિવાળું મ્હારૂં ઘર પણ શોભતુ નહિ હોય; છતાં પણ હે સાધુ ! મ્હેત્હને પ્રથમ કહેલી તોરણાદિ નિશાનીઓને હૃદયમાં યાદ રાખીને મ્હારૂં ઘર તું શોધી કાઢજે.

તે પછી જેમ કોઇ મનુષ્ય પોતાની ધારેલી વસ્તુ શોધવાને સારૂ કોઈ ઉંચા સ્થાન ઉપર બેસીને ઇચ્છિત જ-

આપરં પોતાની દૃષ્ટિ ફેરવે છે તેમ તું પણ મ્હેં ત્હને પ્રથમ કહેલા સુંદર શિખરવાળા મ્હારા ક્રિડાશૈલ્યમાં જલદી જવાને માટે હાથીના બચ્ચાની માફક થઇને અંદર પેસી, તે શિખરપર બેસીને સ્હેજ સ્હાજ પ્રકાશવાળી તથા અગિયાની પંક્તિના ખિલવાથી પ્રકાશિત થએલી, વિજળીના પ્રકાશરૂપ ત્હારી દૃષ્ટિને મ્હારા મકાનની અંદર નાંખજે; કે જે મકાનમાં ફૂશંગી—પાતળી, જુવાન, તીનાદાંતવાળી, પકવબિંબાધરોષ્ટિ* કૃશોદરી* હરિણાક્ષી; * ઉંડી ડુંટીવાળી, નિતંબના ભારથી મંદગતિવાળી, એ સ્તનના ભારથી જરા નીચી નમેલી અને યુવાન સ્ત્રીઓમાં જાણે બ્રહ્માએ સૃષ્ટિ સરજતાં પ્રથમજ ન બનાવી હોય ! ત્હેવી મ્હારી પ્રિયા છે.

હે મિત્ર ! પાસે વસનાર ચક્રવાકના દૂર જવાથી જેવી ચક્રવાકી હોય છે, તેવીજ રીતે હમેશાં સાથે રહેનાર હું, દૂર દેશ રહ્યાથી ઓછું બોલનારી અને ઘરમાં એકલીજ રહેતી મ્હારી વિયોગી પ્રિયાને તું મ્હારૂં બીજુ જીવતર જાણજે; કેમકે:—પ્રબળ વિરહ વેદનાવાળી બાળા, મારા વિરહવાળા દિવસો વ્યતિત્ કરવાથી જેમ શિશિર ઋતુમાં પદ્મની બગડી જાય છે તેમજ પ્રથમના કરતાં ઘણાજ જૂદા આકારની થઈ હશે એમ હું માનુંછું.

હે મિત્ર! અતિશય રૂદનથી નિસ્તેજ નેત્રવાળું, નિશ્વાસની ઉષ્ણતાથી ફિક્કા અધરોષ્ટવાળું, નહિ હોળવાથી લબડતા વાળ વાળું તથા હિન કાન્તિવાળું પોતાના હાથમાં મૂકેલુ મ્હારી પ્રિયાનું મુખ ત્હારા ત્યાં જવા વખતે જાણે ક્ષિણુ

---

* પાકાં ગીલોડાંના જેવા હોઠવાળી.

* પાતળી કમર વાળી.

* હરણીના જેવી આંખ વાળી .

ચંદ્રમાની દૈન્યતાને ધારણ કરતુ ન હોય! ત્હેવું જણાશે.

હે મિત્ર! **દેવતારાધનમાં** વ્યાકુળ બનેલી, અથવા વિયોગથી હું ઘણોજ દૂબળો બનીગયો હોઇશ એવું ધારીને મ્હારા જેવી શુસ્ક—સૂકી—દૂબળી છબીને ચિત્રતી અથવા પાંજરા માંની મીઠાબોલી મેનાને "હેરસાલી! ત્હારા સ્વામીને તુ ઘણીવ્હાલીછું માટે ત્હેને સંભારે છે કે નહિ." એપ્રમાણે પૂછતી અથવા મેલાં વસ્ત્રવાળા ખોળામાં વિણા મૂકીને મ્હારા ગોત્રના નામની નિશાની વાળુ અને પોતેજ બનાવેલું ગાયન, ગાવાયોગ્ય ઉંચે સ્વરે ગાવાની ઇચ્છાવાળી, અથવા મ્હને યાદ કરવાથી નયન જળ— આંસુવડે પલળી ગએલી વિણાને બળાત્કારે સાફ કરતી અને ફરીફરીને સ્વરને ચઢાવવા ઉતારવાના ક્રમમાં ભૂલીજતી, અથવા તો વિયોગના દિવસોથી સ્થાપિત અવધીના બાકી રહેલ મહિનાઓને ઉમરામાં મૂકેલાં ફૂલને ગણુનાથી પૃથ્વી ઉપર મૂકતી, કિંવા હૃદયમાં ગોઠવેલા આરંભવાળો મ્હારા સંગ અનુભવતી તે મ્હારી પ્રિયા ત્હારી દ્રષ્ટિએ પડશે. (કેમકે ઘણુંકરીને ઉપર ગણાવેલી ક્રિયાઓજ અંગનાઓને પોતાના પ્રાણનાથના વિયોગમાં વિનોદરૂપ થઇ પડે છે.)

હે મેઘ! દિવસેતો પૂર્વોક્ત દેવ આરાધના અને દિવ્ય વ્યાપારવાળી હોવાથી ત્હારી સખીને મારો વિયોગ તે પ્રકારડવે —ઉપર ગણાવેલા પ્રકારવડે—પીડા ન કરે, પરંતુ રાત્રે તેણી ઉપર ગણાવેલા વ્યાપાર વગરની હોવાથી મારી પ્રિયાને હું ઘણીજ દુર્ભર દુઃખ વાળીકલ્પું છું. હે મિત્ર! અર્ધિ—મધ્યરાત્રે જાગી ઉઠેલી, પૃથ્વી રૂપ પથારી વાળી, પતિવ્રત્તા મ્હારી પ્રિયાને મ્હારા સંદેશાઓ આનંદ આપવા યોગ્ય છે.

હે પયોદ! મનની પિડાથી સૂકાએલી, વિરહાવસ્થાની

રાત્રી ગાળવાને ખાસ બનાવેલી પથારીમાંના ઘણી વખતના શુન્ય પડખાવાળી, પૂર્વ દિશાના મૂળમાં જેમ ચંદ્રમાની મૂર્ત્તિ હોય તેહેવી ફક્ત કળામાત્રથીજ શેષ રહેલી કાન્તિવાળી, મ્હારા સંયોગથી જેરાત્રીઓ પોતાની ઈચ્છામુજબ સંભોગ સુખમાં એક ક્ષણુની પેઠે ગાળતી હતી તેજ રાત્રીઓ આજે મ્હારા વિયોગથી મોટી થવાથી આંસુવડે ગાળતી, તથા જાળીઆંમાં થઈને પેઠેલા અમૃતમય ચંદ્રમાનાં કિરણોને પ્રથમની પેઠે આનંદ આપનાર થશે એમ સમજીને જોતી પરંતુ મ્હારા વિયોગથી એ ચંદ્રકિરણ આનંદને બદલે નાહક તાપ આપનારાં થઈ પડવાથી અણગમો ઉપજાવનારાં હોવાથી એ કિરણો ઉપર જેવી ગઈ તેવીજ આંખ પાછી આવવાથી ખેદથી આંસુવડે ભારે થએલી પાંપણોમાં ઢંકાવાથી વાર્ષાઋતુમાં મેઘાવર્ણથી સ્થલ કમિલિની જેમ નહિ પ્રફૂલ્લિત્ અને નહિ બિડાએલી હોય તેમ રહેલી આંખોને તું મ્હારા મહેલની બારીમાં રહીને જોજે.

હે મિત્રા ધુપેલ તેલ વગેરે સુગંધિત્ પદાર્થ રહિત સ્નાન કરવાથી ગાલ સુધી કઠોર થએલા અધર–હોઠને નિશ્વાસથી ઉચા નિચા ચઢાવતી ઉતારતી, તથા સ્વપ્નામાં પણ તેણીને મારૂં સંભોગ સુખ મળે એવી આશાથી અશ્રુપ્રવૃત્તિએ રોકેલા માર્ગ વાળી નિદ્રાને ઇચ્છતી મ્હારી તે પ્રિયાને તું જોઇશ.

હે મેઘા મ્હારા વિયોગના પહેલા દિવસમાંજ માથું બાંધવાની દામણીને છોડી દઇને જે ચોટલો ફક્ત લટથીજ બાંધેલો છે તે શાપ પૂરો થએથી મ્હારેજ જઇને છોડવા યોગ્ય છે એવો, સ્પર્શ થતાં બરછટ લાગતા તથા ઉંચા નીચા વાળ થઇને જેની દિવટો વળી ગઈ છે એવા

ચોટલાને પોતાના નહિ કાપેલા—વધારેલા નખની અણી- ઓવાળા હાથવડે ગાલ ઉપરથી વારંવાર ઉંચા લેતી ત્હારી નજરે પડશે; અને પોતે શુન્યતાને લીધે કાઢી નાંખેલા અલંકારો વાળું, તથા ઘણા ઘણા દુઃખોથી સયોત્સગમાં મૂર્છાવસ્થા પાળું મૂકેલું શરીર મહામહા કઠાવટે ધારણ કરતી જોવાથી એકવાર ત્હને પણ નવિન જળ રૂપ આંસુ મૂકાવશે. (મતલબકે ત્હેનું દુઃખ નહિ જોઈ શકાયાથી એકુવાર તું પણ તેણીની દયા લાવીને આંસુ મૂકીશ.)

હે પ્રિય! ત્હારી સખીનું મન મ્હારા વિષે સંચિતાનુરાગવાળું હું માનુંછું; અને તેથીજ સ્નેહના જ્ઞાનરૂપ કારણથી પ્રથમ વિરહમાંજ મ્હારી પ્રિયા મેં ત્હને ઉપર બતાવેલ દશાને પામી હશે એમ હું તર્ક કરીને કહુંછું. આમ કહેવાથી હું મ્હને પોતાને ભાગ્યશાળી માનુંછું એમ ત્હને બતાવતો નથી; પરંતુ હે ભાઈ! તું ત્યાં જઈશ એટલે તુરતજ મ્હારૂં કહેતું ત્હને અક્ષરે અક્ષર ખરૂં છે એમ પ્રત્યક્ષ જણાશે.

વળી વાળથી ઢંકાએલ અપીગના પ્યારવાળું અને સ્નિગ્ધાંજન રહિત, ભૃવિલાસોને ભૂલેલુ (ત્હારા ત્યાં જવાથી મ્હારો સંદેશો તેને મળશે માટે શુકન થવાથી) ઉંચું ફરકતું મ્હારી મૃગાક્ષી પ્રિયાનું નયન જેમ સરોવરમાં માછલાંના આલોટવાથી ચલિત્ કમળ દેખાતું ન હોય! તેવી શોભાવાળું દેખાશે, એમ મ્હને અહીં રહ્યાં રહ્યાં અનુમાન થાય છે. વળી દૈવ્ય યોગે મોતીના કટિભૂષણને મ્હારા વિયોગથી તજનાર, સંભોગના અંતમાં હાથવડે મર્દન કરવા લાયક લીલી કેળના સ્થભરૂપ ત્હેની ગૌરવર્ણમી ડાબીસાથળ પણ ફરકશે.

હે મેઘ! તું ત્યાં જઉં તે વખતે જો મ્હારી પ્રિયા ઉંઘતી હોયતો ત્હારી ગર્જનારૂપ વાણીથી નહિ જગાડતાં ફક્ત એક પહોરચાર સુધી તુ ત્યાં થોભજે; કેમકે નિદ્રા વસ્થામાં ઘણુા પ્યારવાળો હું, કદિ તેણીને સ્વપ્નામાં બળાત્કારે પ્રાપ્ત થઈ સંભોગ સુખ આપતો હોઉં તો તે સમયની ગાઢાલીંઘનની ભુજ લતાની ગાંઠ અણુચિંતી જગાડવાથી મ્હારે કંઠેથી છુટી જાય નહિ. (મતલબકે કદિ તેણી ઉંઘતી હોય અને સ્વપ્નામાં મ્હારો સંયોગ થવાથી સંભોગ સુખ ભોગવતી હોયતો તુ ત્યાં એક પહોર વાર સુધી થોભજે; કેમકે સશક્ત સ્ત્રી પુરૂષનો સંભોગ એક પહોરમાં પૂરો થાય છે; માટે જો ઉંઘમાંથી એક પહોરવાર પહેલાં તેને જગાડીશ તો સ્વપ્નમાં બળાત્કારે મળેલું મ્હારૂં સંભોગસુખ તેંહની પાસેથી જતુ રહેવાથી તે દુઃખી થશે.)

હે મિત્ર! તે મ્હારા ઉપર કહેલા પ્રમાણે ઉંઘતી હોય તો એક પહોર વિત્યા બાદ—સ્વપ્ન સંભોગસુખ પૂરૂ થયા બાદ તેણીને મ્હારી પ્રિયાને ત્હારા નવિન જળના છાંટથી તથા ઠંડા પવનથી તુ જગાડીશ એટલે નવા માલતીના દોડાના સાથે જાગેલી તે મ્હારી પ્રિયા તુ જે બારીમાં ઉભો રહીને જોતો હોઇશ તે બારી તરફ દૃષ્ટિ કરીને" આ કોણુ છે?,, એવા વિષમયથી જોશે; તે વખતે હે વિજળીરૂપ સ્ત્ર઼ીવાળા મેઘ! તું ત્હારી ઘોર ગર્જનારૂપ વાણીથી ત્હેને બોલવાને સાવધ કરજે; અને પછી તેણીને પુનઃ ત્હારા સામું જોવડાવવાને સારૂ તુ કહેજે કેઃ—હે સનાથે! મ્હને તુ ત્હારા ધણીનો પ્યારો મિત્ર, અને તેમાં પણ ત્હારા ધણીનો ખાનગી—સુપોસંદેશો લઇને ત્હારી પાસે આવેલો,

ગંભિર ગર્જનાઓ વડે પ્રોષિત્ ભર્તૃકાઓની વેણી-ઓને છોડાવવામાં ઉત્સુક, * તથા રસ્તામાં શાન્તિ પામેલી પ્રવાશનીઓનાં ટોળાંને પણ ઉતાવળ કરાવ-નાર એવો હું મેઘ છુ એમ તું જાણજે,, હે મિત્ર! તુ એ પ્રમાણે કહીશ એટલે જેમ સીતા હનુમાનનો સદેશો સાં-ભળતાં હતાં તેમ મ્હારી ઉન્મુખી પ્રિયા ઉત્સુક હૃદય વાળી થઈને ત્હને જોશે, અને તે પછી ત્હારો સત્કાર ક-રીને હવે પછી ત્હારે કહેવાનો સંદેશો અપ્રમત્ત ચિત્તથી સાંભળશે. કેમકે સ્ત્રીઓને મિત્રતાથી પ્રાપ્ત થએલો પો-તાના પ્યારાનો સદેશો તે સમાગમ સુખથી પણ અધિક સુખ આપનારો હોય છે.

હે આયુષ્ય માન!" દુઃખી થએલા પ્રાણીઓને તો પ્રથમ કુશળ ખબરજ પૂછવી જોઈએ.,, એ નિયમાનુ સાર મ્હારાં આ પ્રાર્થનાનાં વચનોથી મ્હને ઉપકાર કરી કૃતા-ર્થ થવા સારૂ તેણીને—મ્હારી પ્રિયાને તુ કહેજે કે :— હે અબળા! ત્હારો સહચર—પતિ ચિત્રકુટ પર્વતમાં રહેલો છે, તથા ત્યાં તે આરોગ્ય—કુશળ છે. અને તે ત્હારા સહચરે —પતિએ ત્હને કુશળતા પૂછી છે. હે મૃગાક્ષી! ત્હેનો ત્હારા તરફ આવવાનો માર્ગ તો વેરી વિધિએ રોકી દીધો છે છતાં પણ ત્હેનું મન હમેશાં ત્હારાંમાંજ લીન થઈ ગએલું હોવાથી તે પોતાના સૂક્ષ્મ અંગથી ત્હારા સૂક્ષ્મ અંગમાં, ઘણા તપ્ત થએલા શરીરથી ત્હારા તપ્ત શરીરમાં, ઉષ્ણ આંસુ વાળા

* પોતાનો પતિ વિદેશ જવાથી તેમના વિયોગથી પતિવ્રતા સ્ત્રીઓ પોતાનો ચોટલો હોળતી નથી તેથી ત્હેનાં—ચોટલ ની લટો બાઝી જાય છે. તે હવે ચોમાસું આવવાથી પોતાનો પતિ ઘેર આવશે એમ જાણીને વેણીને છોડવામાં ઉત્સુક થાય છે.

નેત્રથી ત્હારા આંસુ વાળા નેત્રમાં, ઉત્કંઠીત્ મનથી ત્હારા ઉત્કંઠીત્ મનમાં અને પોતાના દીર્ઘ શ્વાસાવાળા હૃદયથી ત્હરા દીર્ઘ શ્વાસવાળા હૃદયમાં ફક્ત સંકલ્પથી—મનના વિચારથીજ પેસેછે. હે અબળા! ત્હારી પાસે અધર પાનના લોભથી મોટેથી કહેવા યોગ્ય સંદેશો પણ જાણે કાનમાં આવીને કહેવાનો લોભી બનેલો પરંતુ એ નેત્ર તથા કર્ણનો અગોચર —(એટલે ત્હરાથી તેના કાન તથા નેત્ર દૂર છે તેવો.) ત્હને જોવા તથા ત્હારા શબ્દ સાંભળવાને અશકય બનેલા ત્હરા પ્યારાએ ત્હારા પ્રત્યેની ઉત્કંઠાથી બનાવેલું પદ મ્હારા મુખ દ્વારે ત્હને કહેવડાવ્યું છે તે સાંભાળ.

હે કૃશાંગિ! ત્હારા પતિએ કહ્યુ છે કેઃ—પ્રિયગુંની લતામાં ત્હારી અંગ લતા, ચંચળ હરિણીની દ્રષ્ટિમાં ત્હારો દ્રષ્ટિપાત પૂર્ણ ચંદ્રમાં ત્હારી મુખ પ્રભા, મોરનાં પિછાંમાં ત્હારાવાળ, અને નદીના સ્વલ્પ તરંગોમાં ત્હારો ભૃવિલાસ હું જોઉછું. (એટલે તેને વસ્તુ ઓ જોઇને મ્હને ત્હારાં લક્ષણો યાદ આવેછે.) છતાંપણ હે ચંડિ! કોઈ પણ વખતે કોઈપણ વસ્તુમાં સંપૂર્ણ રીતે હું ત્હારી બરોબરી જોઇ શકતો નથી.॥

હે પ્રિયા! અતિશય પ્રેમથી કુપિતાવસ્થાવાળો હું ત્હને ગેરૂ વગેરે રંગથી પથ્થરની છાટ ઉપર ચિત્રીને પછી જે વખતે મારી છબીને ત્હારા ચરણમાં પડતી ચિત્રવાની ઇચ્છા કરૂં છું તે વખતે પ્રવૃદ્ધ આંસુઓ વડે કૃતધ્ની દૈવ મ્હારી દ્રષ્ટિને ઢાંકીદઇને મ્હારોતથા ત્હરો ચિત્રને વિષે પણ સંયોગ સહન કરી શકતોનથી. (મતલબકે ત્હારી છબી ચિતરવાની સાથે મારી છબી ચિતરવા જતાંજ મારી આંખો ઉભરા અશ્રુથી ભરાઇ જાય છે.)

હે કૃશોદરિ! સ્વપ્નાવસ્થામાં તું મ્હને પ્રાપ્ત થવાથી ત્હને ગાઢ આલિંગન કરવાને સારૂં મ્હને ઉંચા હાથ કરેલાને જોઇને હું જે વનમાં રહુંછું તે વનની દેવિયોની આંખમાંથી પણ મોતીજેવાં અશ્રુબિંદુ ઘાસ ઉપર પડે છે!! મતલબકે વનદેવીયો પણ મ્હારૂં દુઃખ જોઈને દયા લાવી પોતાની આંખમાંથી આંસુ મૂકે છે.

હે પ્રિયા! દેવદારૂના વૃક્ષોનાં પાનોને ભેદીને ત્હેમાંથી ખરતા દૂધવડે સુગંધિત થએલો દક્ષિણદિશા તરફથી આવતો હિમાલયનો પવન જો ત્હને સ્પર્શિને આવ્યો હોયતો મ્હે તે પવનને આલંગ્યો છે. મતલબકે હિમાલયનો પવન ત્હને આલગીને આવેલો હોવાથી તે પવનને આલિંગન દેવાથી જાણે મ્હેં ત્હનેજ આલિંગન દીધું ન હોય! તેમ સતોષ માનું છું!!

હે પ્રિયા! વિરહ વ્યથાથી લાંબી લાગતી રાત્રીને એક ક્ષણવાર જેવી ટુંકી શી રીતે કરી શકાય? તથા તાપ વરસાવતા દિવસને મંદમંદ તાપવાળો—થડો શી રીતે કરાય? એ પ્રમાણે ધારેલા વિચાર પાર પડવાને મુશ્કેલી ભરેલા મનોરથો મારા ચિત્તને ત્હારા વગર અનાથ કરી મૂકે છે. (મતલબ કે ત્હારો સમાગમ થાય તોજ હવે સઘળુ દુઃખ દૂર જાય.)

હે ચપળાક્ષિ! શ્રાપ પુરો થયા પછી હું "આમ કરીશ, તેમ કરીશ," એમ ઘણા ઘણા વિચાર કરતો મ્હારો જીવ આશાએ આશાએ ધારણ કરી રહ્યો છું; માટે હે સુભગા! તું મ્હારા આ સંદેશાથી ભય પામીશ નહિ; કેમકે પોતાના

સ્વામીથી અત્યંત સુખ કે અત્યંત દુઃખ કોનેં નથી થયું ? મનુષ્યની દશાવસ્થા રથના ચક્રની આરીની પેઠે ઉચે નીચે ચઢ ઉતર કરેજ છે; માટે મ્હારી આ પ્રમાણે દૂરદશા સાંભળીને ત્હારે જરા પણ બ્હીવું નહિ કેમકે ત્હારા સારા ભાગ્યે હુ હજુ સુધી જીવું છું; અને **વિષ્ણુ શેષની શૈયા ઉપરથી ઉઠશે—કાર્તિક સુદી ૧૧ આવશે.** એટલે તો મ્હારા શ્રાપનો અંત આવવાથી હું ત્હને ભેટીશ; માટે હવે બાકી રહેલા ચોમાસાના ચાર મહિના તુ દુઃખે પાપે આંખો મીચીને પણ કાઢજે. મ્હારો શ્રાપ પુરો થયા પછી આપણે મળીશું ત્યારે—સરદઋતુની પુર્ણ ચંદ્રવાળી રાત્રીઓમાં વિરહાવસ્થાગાં ગણાવેલા સઘળા અભિલાસો પૂર્ણ પણે ભોગવીશુ.

હે બાલે ! ફરીને પણ હું ત્હને નિશાની તરીકે કહું છું કે પહેલાં એક વખતે તુ મ્હારે ગળે વળગીને મ્હારી સાગે પથારીમાં સૂતી હતી તે વખતે સ્વપ્નામાં ત્હને જણાયું જાણે હું કોઇ અન્ય સ્રી સાથે રમણ કરૂ છું; તેથી તુ એકદ જાગી મોટે ધાંટેથી રડી ઉઠી હતી; અને મ્હેં જ્યારે ત્હને રડવાનુ કારણ પૂછ્યું, ત્યારે વારંવાર વિનવ્યા પછી ત્હેં ઘણી મુદતે “ હે લુચ્ચા ! મ્હેં ત્હને કોઈ અન્ય સ્ત્રીની સાથે સ્વપ્નાવસ્થામાં રમણ કરતો જોયો છે ” ॥ એ પ્રમાણે મંદ હાસ્ય પૂર્વક મ્હને કહ્યુ હતું. હે ભાગ્યોદયિ ! એ પ્રમાણે ત્હારા પતિએ મ્હને નીશાની કહી છે; અને ત્હેણે ત્હને કહાવ્યું છે કે ઉપર બતાવેલી નિશાની સાંભળવાથી તુ મ્હને કુશળ જાણજે; તથા હે ચપળાક્ષિ ! લોકાપવાદથી તુ મ્હારે માટે શંકા ન લાવતાં હમેશાં વિશ્વાસવાળી રહેજે. હે પ્રિયા ! વિયોગમાં કાંઇ સ્નેહ નાશ પામતો નથી પરંતુ તે વખતે તો ઉલટો તે નાશ થવાને બદલે અતિશય વધે છે.

હે મિત્ર! પ્રથમજ વિરહ હોવાથી અતિ તિવ્ર શોકવાળી મ્હારી પ્રિયાને ઉપર કહ્યા પ્રમાણે આશ્વાસન કરીને તે પછી તું ત્રંબકેશ્વરના વૃષભે ખોદેલા શિખરવાળા કૈલાશ પર્વતથી જલદીથી પાછો વળજે; અને મ્હારી પ્રિયાએ મોકલેલ નિશાનીવાળો સંદેશો કહીને મ્હારા અધિરા અંતઃકરણને ધિરજ આપીને મ્હારૂં જીવિત્ ધારણ કરાવજે.

હે ભાઇ! ત્હેં આ ત્હારા મિત્રના—મ્હારા કાર્યનો કાંઇ પણ નિશ્ચય કીધો? હું ત્હારા મૂગાપણાથી નક્કી માનું છું કે જેવી રીતે તું વગર બોલે ચાતક પક્ષીને જળ આપુ છુ તેવી રીતેજ મ્હારૂ કાર્ય પણ તું વગર ઉત્તર આપે કરીશ એમ હું ખાત્રી પૂર્વક માનું છું.

હે પયોદ! ત્હારે અને મારે મિત્રતા થઈ છે માટે કાંતો મિત્રની ફરજ સમજીને અથવા કાંતો મ્હારા જેવા વિયોગીના ઉપર કરૂણા બુદ્ધિથી દયા લાવીને ત્હારી પ્રાર્થનામાં અત્યાર સૂધી તત્પર રહેલાનું મ્હે ત્હને ઉપર કહ્યું તેટલું કામ કરીને તે પછી વર્ષાઋતુથી શોભતો તું ત્હારી ઇચ્છામાં આવે ત્યાં જજે. ત્હને ત્હારી સ્ત્રી વિજળીનાથી એક ક્ષણવાર પણ મ્હારા જેવો વિયોગ ન થશો.!!

આવી રીતે યક્ષે કહેલો સંદેશો કુબેરે જાણ્યાથી શ્રાપ પૂરો થયેથી તે બને સ્ત્રી પુરૂષોને કુબેરે ભેગાં કર્યાં અને તે પછી તે દંપત્તિ પોતાની ઇચ્છા મુજબ વૈભવો ભોગવવા લાગ્યાં.



સુમિત્રસૂર્યોદય ઓફિસ અને વ્યાધિવિહારણ ઔષધાલયમાં
મળતાં પુસ્તકો તથા ઔષધોનું લીસ્ટ.

આયુર્વેદી.

મહાશંકર વિ. લલ્લુભાઇ ભટ્ટ. સોખડાવાળા
મુ. સાવલી—સ્ટેટ વડોદરા.

# પુસ્તકો.

## સુબોધ સૂર્યોદય અને સમાચાર સમૂહ.

(માસિક ચોપાનિયું.

(જેની સાથે દરમાસે એક ભેટ મળે છે.)

---

દર અંગ્રેજી માસની પહેલી તારીખે બહાર પડે છે. વાર્ષિક લવાજમ ફક્ત દોઢ રૂપીઓજ અગાઉથી છે. પોષ્ટ ખર્ચ પણ માફ છે. પાછળથી બે રૂપીઆ. છુટક અંકના ત્રણ આના. પ્રથમથીજ લવાજમ ભરનારને દરમાસે એક એક ઉત્તમ ભેટ અપાય છે. જાહેર ખબરો સસ્તે ભાવે લેવાય છે. હેન્ડબીલ વહેંચામણ ફી ફક્ત ૧૦૦૦ નકલે ત્રણ રૂપીઆ જ છે.

## (૨) પતિપત્નિના ધર્મ.

( તૈયાર છે. )

દરેક કુટુંબમાં અને વિશેષ કરીને પોતાની સ્ત્રીને સદ્‌ગુણી બનાવી પોતાનો ઘર સંસાર ઉત્તમ રીતે ચાલતો જોવાની ઈચ્છા ધરાવનાર દરેક ગૃહસ્થે ખરીદવા લાયક પુસ્તક કિમત એક રૂપીઓ. પૃષ્ટ ૧૯૨ છે. પુઠાં પાકાં સોનેરી નામવાળાં. ટપાલ ખર્ચ માફ. ( ગરૂડ પુરાણના ગ્રાહકોને તદન મફત મળે છે.)

## જગદેવ પરમાર.

બીજી આવૃતિ

કિમત રૂ. ૧-૮-૦ પોષ્ટ ખર્ચ રૂ૦-૨-૦ આના પહેલી

આવૃત્ત ખપી જવાથી બીજી આવૃત્તિ છપાય છે. એક ઉત્તમ ઐતિહાસિક નોવેલ છે.

### ( ૩ ) મોક્ષ મેળવવાના સાધન રૂપ.

## શુદ્ધ ગુજરાતી ગરૂડ પુરાણ.

### (તૈયાર છે)

કિંમત રૂ. ૩–૦–૦ પોષ્ટેજ માફ (તેની સાથે પતિપત્નિના ધર્મ સીલકે હશે ત્યાં સુધી તદન મફત ભેટ તરીકે મળે છે.) આ પુસ્તકમાં માણસ મર્ણ પામે છે તે પછી તેની શી વ્યવસ્થા થાય છે તેનું સપૂર્ણ વર્ણન છે.

## કૃષ્ણ વૃતાંત.

( હવે પછી બહાર પડશે. )

પૃષ્ટ રોયલ ૧૦૦૦ કિંમત રૂ. આઠ પરંતુ અગાઉથી નામ નંધાવનારને ફક્ત રૂ. **પાંચજ.**

## ભરતખંડનાં ભવ્ય રત્નો.

રત્ન ૧લું—**જગદેવ પરમાર.** (પાછળ જુઓ..

„ ૨જું—**કેસરિસીંહ.** તૈયાર થયા આવ્યુ છે કીમત રૂ. ૧–૦–૦ પોષ્ટેજ જુદુ

„ ૩ જું—**દુર્ગાદાસ રાઠોડ.** જાનેવારીમાં બહાર પડશે કિંમત રૂ. ૨–૦–૦ પોષ્ટેજ જુદુ.

„ ૪થું—**દમયંતિ.** કિંમત રૂ. ૨–૦–૦ (હવે પછી)

„ ૫મું—**મહારાણો પ્રતાપ.** કિંમત રૂ ૨–૦–૦ ( „ )

„ ૬ઠું—**અભિમુન્યુ** કિંમત રૂ. ૧–૮–૦ ( „ )

„ ૭મું—મહારાણા રાજસિંહ. કિંમત રૂ. ૨–૦–૦ („)
(બાકીનાં સાત હવે પછી જણાવવામાં આવશે.)

## હિંદ તહનામા સંગ્રહ.

### (ગુજરાતી ભાષામાં છપાય છે.)

હિંદનાં દેશીરાજ્યો સાથે બ્રિટિશ સરકારને થએલા કોલકરારોનું પુસ્તક એચિસન ટ્રીટી વગેરે ઘણાં અંગ્રેજી પુસ્તકોને આધારે તૈયાર કર્યું છે. કિંમત રૂ. ૧૫–૦–૦ પોષ્ટ ખર્ચ જુદુ. અગાઉથી નામ નંધાવનારને ફક્ત રૂ ૧૦–૦–૦ દશમાંજ આપીશું.

## ગૂર્જર રાજ્ય મંડળ.

### (શુદ્ધ ગુજરાતી ભાષામાં.)

કિંમત રૂ. ૨૫–૦–૦ અગાઉથી નામ નંધાવનારને રૂ. ૨૦–૦–૦ પોષ્ટેજ જુદું.

આ પુસ્તકમાં ગુજરાતનાં તમામ દેશી રાજ્યોનો ઈતિહાસ અને ભૂગોળ સબંધી સંપૂર્ણ હેવાલ છે. તથા દરેક હાલના રાજ્ય કર્ત્તાઓની મનહર છબી તેઓના જીવન વૃત્તાંત સાથે આપેલી છે. પાકાં ગીલ્ટનાં પુઠાં ! પૃ. ૧૦૦૦

# ઔષધો.

( આયુર્વેદ શાસ્ત્રને આધારે તૈયાર કરેલાં )

| નામ. | વજન કે ગોળી | કિંમત |
|---|---|---|
| ૧ દંતમંજન. | ચાર તોલાની ડબીના | રૂ ૦-૪-૦ |
| ૨ બાળામૃત ગુટિકા. | ગોળી ૬૦ ની | રૂ ૧-૦-૦ |
| ૩ વ્યાધિ રોગ ગુટિકા. | ગોળી ૬૦ ની | રૂ ૧-૦-૦ |
| ૪ નેત્રાનંદ ગુટિકા. | ગોળી ૮ ની | રૂ ૧-૦-૦ |
| ૫ વા વિદારણ તેલ. | તોલા ૫ ની | રૂ ૧-૦-૦ |
| ૬ કાંત્તિવર્ધક તેલ. | તોલા ૫ ની | રૂ ૧-૦-૦ |
| ૭ કોલેરા પીલ્સ ગોળીયો | ગોળી ૧૬ ની | રૂ ૧-૦-૦ |
| ૮ કોલેરા પીલ્સ ચુર્ણ. | તોલા ૫ ની | રૂ ૧-૦-૦ |
| ૯ ક્ષય વિનાશ. | ગોળી ૩૦ ની | રૂ ૧-૦-૦ |
| ૧૦ વર્ણવિદારણ મલમ. | ડબી એકની | રૂ ૦-૮-૦ |
| ૧૧ જ્વર નાશક ગુટિકા. | ગોળી દશની | રૂ ૧-૦-૦ |
| ૧૨ જ્વર નાશક ચુર્ણ. | તોલા ૫ ની | રૂ ૧-૦-૦ |
| ૧૩ દૃષ્ટિ વર્ધક સુરમો. | તોલા એકની | રૂ ૧-૪-૦ |
| ૧૪ સદર ધોળો. | તોલા એકની | રૂ ૧-૪-૦ |
| ૧૫ કર્ણ તેલ. | તોલા ૩ ની | રૂ ૧-૦-૦ |
| ૧૬ દદ્રુ વિનાશક ગુટિકા | ગોળી ૮ ની | રૂ ૦-૮-૦ |
| ૧૭ દદ્રુ વિનાશક મલમ. | ડબી એકની | રૂ ૦-૪-૦ |
| ૧૮ સુક્ષ્મરેચક ગુટિકા. | ગોળી ૩૦ ની | રૂ ૦-૮-૦ |
| ૧૯ અફિણ વ્યસન વિદારણ. | તોલા દશની | રૂ ૫-૦-૦ |
| ૨૦ પ્રમેહ નાશક ગુટિકા | ગોળી ૧૬ ની | રૂ ૧-૦-૦ |
| ૨૧ ચાંદી-ટાંકી વિદારણ | ગોળી ૨૦ ની | રૂ ૧-૦- |

| | | |
|---|---|---|
| ૨૨ વિર્ય સ્થંભન ગુટિકા | ગોળી ૩૦ ની | રૂ ૧-૦-૦ |
| ૨૩ હરસ વિદારણુ ગોળી | ગોળી ૧૫ ની | રૂ ૧-૦-૦ |
| ૨૪ પ્રદર પીડા નાશ. | તોલા દસ ની | રૂ ૧-૦-૦ |
| ૨૫ વાળાની ગોળીઓ. | ગોળી ૩૦ ની | રૂ ૧-૦-૦ |
| ૨૬ ગર્ભ સ્થંભન. | તોલા ૨ ની શીશી | રૂ ૧-૦-૦ |
| ૨૭ સ્મર્ણ શક્તિ વર્ધક. | ગોળી ૩૦ ની | રૂ ૧-૦-૦ |
| ૨૮ પુરૂષત્વ વર્ધક. | બાટલી ૧ ની | રૂ ૧-૦-૦ |

દરેક ઔષધની કિંમત ઉપરાંત ટપાલ ખર્ચ જુદુ સમજવું.

આ સિવાય દરેક રોગ ઉપર દરેક જાતની અકસીર દવાઓ તૈયાર કરી મોકલવામાં આવે છે તથા દેશી અને અંગ્રેજી રીતે રૂબરૂ મળનારની પરિક્ષા કરી રોગ પારખવામાં આવે છે અને તે પછી તેને લાગુ પડતાં ખાસ ઔષધો અપાય છે વધારે વિગત માટે પ્રાઇસલીસ્ટ મંગાવવું. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ.

મુ. સાવલી
સ્ટેટ—વડોદરા
ગુજરાત.

આયુર્વેદી.
મહાશંકર લલ્લુભાઇ ભટ્ટ.
મુબોધ સૂર્યોદય ઓફિસ અને વ્યાધિ
વિદારણ ઔષધાલય.

